॥ શ્રી ॥

# ડાકોર માહાત્મ્ય

પ્રકાશક :—

બુકસેલર મનસુખરામ રણછોડભાઈ

ઠે૦ સુન્દર બજાર — મુ૦ ડાકોર.

લેખક :—

શ્રી મહાન્ત દેવદાસજી, વા૦ મુ૦



## * કુણ્ડલિયા *

દેવદિવાલી દિવસકો સમ્વત બારાબાર,
પુરી દ્વારીકા જાયકે અહિં લાયો મુરાર.

અહિં લાયો મુરાર ડંકપુર ડંકાદીન્હા,
ધન્ય બોડાણા ભકત નાથકો વશ કરિલીન્હા.

ધન્યહૈ ગુર્જર દેશ દેશમેં ભઇ ખુશાલી,
જય જય શ્રીરણછોડ પધારે દેવદિવાલી.

॥ શ્રીરણછોડરાયકી જય ॥

---



---



# भगवान श्रीरणछोडरायजी महाराज



जय मुरलीधर मुकुटधर, जय नटवर चितचोर ।
जय वृजवल्लभ प्राणधन, जय जय श्रीरणछोड ॥

—"देव"

लेखक—



श्रीमान महान्त. देवदासजी महाराज. "वाणीभूषण"

गुंदीवाली जगह डाकोर.

શ્રી

# ડાકોર માહાત્મ્ય

લેખકઃ—

શ્રીમાન્ મહાન્ત, દેવદાસજી મહારાજ

"વાણીભૂષણ"

છપાવી પ્રસિદ્ધ કરનાર :—

બુકસેલર મનસુખરામ રણછોડભાઇ

ઠેં૦ સુન્દર બજાર — મુ૦ ડાકોર.



આવૃત્તિ: ૧ | પ્રત: ૧૦૦૦





સંવત: ૧૯૯૫ | સને: ૧૯૩૯

કીંમત રૂ. ૦-૪-૦

॥ श्रीमद्गुरुवे नमः ॥

# ✽ બે બોલ ✽

ભગવાન શ્રીકૃષ્ણજીના પુનીત પગલાંથી પવિત્ર થએલ ડાકોરનું માહાત્મ્ય લખવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું, એને હું ભગવાનની કૃપાજ સમજુ છું. છતાં મનુષ્ય માત્ર અલ્પજ્ઞ છે તેથી ચરિત્રચિત્રણમાં કદાચ કંઈક દોષ આવી ગયો હોય તો સુજ્ઞ પાઠકો તેને ક્ષમા કરી, ગુણને ગ્રહણ કરવાની ઉદારતા દેખાડશે–એવી આશા સાથે હું આ “ડાકોર માહાત્મ્ય” ને ડાકોરમાં આવી ભગવાન શ્રીરણછોડરાયજી મહારાજના મંગળમય દર્શનથી પોતાને કૃતાર્થ કરનાર એવા ભગવદ્ભક્તોના હાથમાં સમર્પણ કરી વિરમું છું.

ગુંદીવાળી જગ્યા
મુ૦ ડાકોર.
સંવત ૧૯૯૫

કૃપાભિલાષી:—
મહાન્ત, દેવદાસ
“ વાણીભૂષણ ”

ઉમરેઠ ફાટીપોળ પાસે આવેલા રતીલાલ બાલકૃષ્ણ ત્રિવેદીના સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં જોશી ભાઇલાલ ચુનીલાલે છાપ્યુ, અને બુકસેલર મનસુખરામ રણછોડભાઇએ સુંદર બજાર, ડાકોરમાંથી પ્રગટ કર્યું.




**नमः परम कल्याण नमस्ते परमात्मने ।**
**वासुदेवाय शान्ताय यदुनां पतये नमः ॥**

## ✻ સૂત્રપાત ✻

### શ્રીશંકરની કૃપા

પૂર્વકાળમાં ડાકોર જંગલ હતું. "ખાખરીઆ" નામથી એની પ્રસિદ્ધી હતી. આ જંગલમાં સરોવર જેનાં નાનાં નાનાં સ્વચ્છ જળાશયો હતાં, અને એ જળાશયોના તટપર સંત-મહાત્માઓની ઝુંપડીઓ હતી. તે પૈકી એક ઝુંપડીમાં કંડુઋષિના ગુરૂભાઇ ડંકમુનિ નિવાસ કરતા હતા. ડંકમુનિ શંકરજીના પરમ ભક્ત અને પૂર્ણ તપસ્વી હતા.

એક દીવસે પોતાની કુટીની પાસે એક વડવૃક્ષ નીચે બેસીને ડંકમુનિ શંકરજીનું ધ્યાન કરતા હતા કે એકાએક એમના મનમાં શંકરજીનાં પ્રત્યક્ષ દર્શન કરવાની ઇચ્છા

જાગૃત થઇ. સાધુપુરૂષોની અભિલાષા વ્યર્થ જતી નથી. ડંકમુનિએ પોતાની ઇચ્છા પૂરી કરવા માટે શંકરજીની તપસ્યા આદરી. વર્ષો સુધી કઠિન તપસ્યા કર્યા પછી શંકરજી પ્રસન્ન થયા અને દર્શન આપીને, ડંકમુનિને વરદાન માગવા કહ્યું.

ડંકમુનિ પૂર્ણ વૈરાગી પુરૂષ હતા. સંસારિક સુખવૈભવ અથવા એવી બીજી કોઇપણ ઇચ્છા તેમને હતી નહીં તેઓ માત્ર શંકરજીના દર્શનના અભિલાષી હતા એટલે શંકરજીનું દર્શન થતાં પોતે કૃતકૃત્ય થઇને શંકરજીના ચરણે પડી ગયા અને અત્યંત દીનભાવથી કહેવા લાગ્યા કેઃ—

"હે કૃપાનાથ! આપના દર્શનની ઇચ્છા હતી, તે પૂરી થઇ. હવે હું શું માગું? છતાં જો આપ મને વરદાન માગવાની આજ્ઞા કરો છો, તો હું એજ માગું છું કે તમો હંમેશ માટે મારા આ આશ્રમમાં નિવાસ કરો. જેથી કળિયુગના અનેક જીવો આપના દર્શનથી પાપ મુક્ત થઇ ભગવાનના ધામને પ્રાપ્ત કરી શકે."

ડંકમુનિની આવી પરોપકારપૂર્ણ વાણી સાંભળીને શંકરજીએ પ્રસન્નતાપૂર્વક, "તથાસ્તુ" કહ્યું અને કહ્યું કેઃ—

"હે મુનિ! તમારી આ શ્રેષ્ઠ ઇચ્છાને આધીન થઇ હું હંમેશ માટે તમારા આશ્રમમાં બાણ સ્વરૂપથી રહેવાનું વચન આપુ છું. અને તમારા આ આશ્રમને આશિર્વાદ આપુ છું કે આ તીર્થસ્વરૂપ આશ્રમમાં જે કોઇ મનુષ્ય મન વાણી કર્મથી નિષ્છલ થઇને નિવાસ કરશે, તેનાં સર્વ પાપો

નષ્ટ થઇ તેને ભગવાન શ્રીકૃષ્ણના સાક્ષાત દર્શન થશે."

એમ વરદાન આપીને શંકરજી અંતરધ્યાન થઈ ગયા. અને બાણ સ્વરૂપથી ડંકમુનિના આશ્રમમાં રહેવા લાગ્યા. ડંકમુનિએ પોતાના તપના પ્રભાવથી શંકરજીને પ્રાપ્ત કર્યા તેથી "ડંકેશ્વર" ના નામથી બાણની પ્રસિદ્ધી થઈ."*

## (आ)

### શ્રીકૃષ્ણજીનું આગમનઃ—

કેટલાક સમય પછી દ્વાપરયુગના અંતમાં, એક સમય ભગવાન શ્રીકૃષ્ણજી પોતાના સખા ભીમસેન સાથે હસ્તિનાપુરથી અભિમન્યુના પુત્ર પરીક્ષિતના યજ્ઞોપવિત સમારંભથી દ્વારિકા પાછા ફરતાં માર્ગમાં ભીમસેનને તરસ લાગી. એટલે ભીમસેને શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યું કેઃ—

"હે પ્રભુ! મને બહુજ તરસ લાગી છે. અહીં પાસે કોઈ જલાશય હોય તો મને બતાવો."

ભગવાન શ્રીકૃષ્ણજીએ આંગળીના સંકેતથી કહ્યું કેઃ—"સખે! જુઓ, અહીં નજીકમાંજ ડંકમુનિનો આશ્રમ છે. તેની પાસે સ્વચ્છ શીતલ જળથી ભરેલો કુંડ છે. ચાલો,

---

*ડંકેશ્વર મહાદેવજીનું મંદિર ગોમતિના તટ ઉપર છે. એ મંદિર પરમ પ્રાચીન દર્શનીય છે દરેક યાત્રાળુને ગોમતિજીમાં સ્નાન કરી પ્રથમ આ મહાદેવજીનાં દર્શન કરીનજ શ્રીરણછોડરાયજી મહારાજનાં દર્શન કરવા જવું જોઇએ એવું માહાત્મ્ય છે.

ત્યાં જઈને તૃષા શાન્ત કરીશું અને ત્યાં ડંકમુનિના દર્શનનો લાભ પણ મલશે."

એમ કહીને ભગવાન અને ભીમ ડંકમુનિના આશ્રમ તરફ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં ભીમસેને પ્રશ્ન કર્યો કેઃ—

"હે શ્રીકૃષ્ણ ભગવાન! તમો અખિલ વિશ્વના પૂજ્ય છો. તમારા દર્શનથી સંસારના અનેક પતિત પ્રાણીઓ પવિત્ર થઈ ભવસાગરથી પાર થાય છે. એવા મહાન સમર્થ હોવા છતાં તમો ઋષિમુનિઓના દર્શનને સહુથી અધિક મહત્ત્વ આપો છો. આનું શું કારણ છે?"

ભીમસેનના આ પ્રશ્ન ઉપર મધુર હાસ્ય કરતાં કરતાં ભગવાને જવાબ આપ્યો કેઃ—

"ભાઈ ભીમ! સાધુપુરૂષો સૌથી શ્રેષ્ઠ હોય છે તેથી મારા દર્શન કરતાં સંત સાધુપુરૂષોનું દર્શન અધિક ફળદાતા છે —

"गीतायाः श्लोकपाठेन, गोविन्दनाम कीर्त्तनात्।
साधु दर्शन मात्रेण, कोटि तीर्थ फलं लभेत्॥

ગીતાપાઠ અને મારા નામ કીર્ત્તન કરતાં, સાધુ મહાત્માઓનાં કેવળ દર્શનથી કરોડો તીર્થનું ફળ પ્રાપ્ત થાય છે. વળી મારૂં દર્શન તેનેજ પ્રાપ્ત થાય છે જે મને ભજે છે. પણ સંત મહાત્માઓનું દર્શન દરેકને સુલભ છે. જેમ ગંગાજી કેવળ પાપીને પવિત્ર કરે છે, ચંદ્ર કેવળ શાન્તિ આપે છે, કલ્પવૃક્ષ કેવળ દરિદ્રતાને દૂર કરે છે, તેવુંજ હું પોતાના

ભક્તોને કેવળ પોતાનુ ધામ આપવા સમર્થ છું. પણ સાધુ પુરૂષો એ બધું આપી શકે છે. એવા તેઓ સમર્થ છે.

"संभाषा दर्शनं स्पर्शः, कीर्त्तनं स्मरणं नतिः ।
पावनानि किलैतानि, साधूनामिति शुश्रुम ।"

સાધુ પુરૂષોનું દર્શન, સ્પર્શ, કીર્ત્તન, સ્મરણ અને તેમના ચરણોની વન્દના કરવાથી મહા પાપી પણ પવિત્ર થાય છે. મિત્ર ભીમ !

"साधुनां दर्शनं पुण्यं, तीर्थ भूताहि साधवः ।
कालेन फलदं तीर्थं, सद्यः साधु समागमः ॥"

સન્તજનોનું દર્શન પુણ્ય ફળદાતા છે. કારણ કે સાધુ પુરૂષો તીર્થ સ્વરૂપ હોય છે. અચળ તીર્થો પોતાના સમય ઉપરજ ફળ આપે છે. પણ ચાલતાં ફરતાં તીર્થ સ્વરૂપ સાધુપુરૂષોનો સમાગમ તાત્કાલિક અને દરેક સમયમાં ફળ આપનાર છે. શાસ્ત્રોએ મારા સ્વરૂપની બે પ્રકારની કલ્પના કરી છે. એક ચળ અને બીજો અચળ સ્વરૂપ.* મારૂ અચળ સ્વરૂપ એ મારી પ્રતિમા છે, અને મારૂ ચળ એટલે સર્વત્ર વિચરનારૂ વ્યાપક સ્વરૂપ સંત મહાત્માઓ છે. જે સર્વ લોકનું કલ્યાણકર્તા છે. એવા પરમ શ્રેષ્ઠ સાધુજનોનાં દર્શનથી જે વિમુખ છે તે પતિત જીવો છે. માતૃયોનિને લજ્જિત

* "द्वै मूर्ति वासुदेवस्य, चरं वा चर एव च ।
अचरं ब्रह्म संयुक्तं, चरं भागवता स्मृताः ॥"

કરનારા એવા કુપુત્રો પૃથ્વીના ભારરૂપ છે. માટે હે મિત્ર! એજ કારણ છે કે સંતપુરૂષોના દર્શનથી હું સર્વદા અતૃપ્ત રહુ છું."

ભગવાન શ્રીકૃષ્ણજીના મુખથી એવો ઉત્તમ ઉપદેશ સાંભળીને ભીમસેન અત્યંત નમ્રતાપૂર્વક ભગવાન પ્રત્યે પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરી અને નિવેદન કર્યું કે:—

"હે ત્રીલોક નાથ! સંત સાધુપુરૂષોની રક્ષા માટે યુગ-યુગમાં અર્થાત જ્યારે જ્યારે સંત સાધુજનો ઉપર દુષ્ટ અધર્મી રાક્ષસી બુદ્ધિવાળા મનુષ્યોનું આક્રમણ થાય છે, ત્યારે ત્યારે તમો અવતાર ધારણ કરો છો. અને એવા દુષ્ટ પ્રાણિઓનો નાશ કરીને સંતજનોનું રક્ષણ કરી ધર્મની સ્થાપના કરો છો. સાધુપુરૂષોની રક્ષા માટેજ આપ યુગયુગમાં અવતાર ધારણ કરો છો. એ હું જાણું છું છતાં તમારા મુખારવિંદથી સન્તપુરૂષોની મહિમા સાંભળવાની બહુ દિવસોથી જે મારી ઇચ્છા હતી તે આજ પૂર્ણ થઈ છે. માટે હું પોતાને ધન્ય ધન્ય માનું છું.

એમ બન્ને પરસ્પર જ્ઞાનચર્ચા કરતા કરતા થોડીજ વારમાં જલાશયની પાસે આવી પહોંચ્યા. નિર્મળ જળ જોઈને ભગવાન બહુ પ્રસન્ન થયા અને બન્ને જણા કુંડમાં હાથ મુખ ધોઈને શાન્તિથી સુશીતળ જળ પાન કર્યું. ત્યાં થોડીવાર વિશ્રામ લેવાની ઈચ્છાથી ભગવાન શ્રીકૃષ્ણજી જલાશયની પાસે એક સુરમ્ય નાનકડી લતાવલ્લીની છાયામાં જઈ બેઠા. વન-લતાઓથી વિકસિત પ્રાકૃત વનસૌંદર્યને જોઈને ભગવાન

શ્રીકૃષ્ણજીનું મન વનશ્રીમાં તલ્લીન થઇ ગયું. મંદમંદ પવનની હળવી લહેરોથી લ્હેરાતી વનલતાઓનું વૃક્ષ શાખાઓની સાથે હળવું મધુર મિલન જોઇને ભગવાન કલ્પનાની એક અપૂર્વ સૌંદર્યસૃષ્ટિમાં વિચરવા લાગ્યા. પરદેશની મુશીબતો અને મુસાફરીની થકાવટ વિગેરેને થોડી વાર માટે ભુલી ગયા.

આ તરફ એક ઝાડની છાયા તળે બેઠેલા ભીમસેન કંઈ બીજાજ વિચાર શ્રેણીમાં ગુંથાયા હતા ભીમસેને વિચાર કર્યો કે:—

આ કુંડ જેવો સુંદર સ્વચ્છ અને ઉપયોગી છે. તે પ્રમાણમાં ઘણોજ નાનો છે. માટે જો હું એને ગદાપ્રહારથી વિસ્તારવાળો બનાવું તો આ જંગલમાં વસનારા ઋષિમુનિઓને તેમજ બધા પ્રણિઓને ઘણોજ ઉપયોગી થઇ પડશે. એમ વિચાર કરીને ભીમસેન ઉઠયા અને કુંડની પાસે જઈ પોતાના રાજસી વસ્ત્રોને એક વૃક્ષ ઉપર મુકીને કુંડમાં પ્રવેશ કર્યો અને પોતાની વિશાળ ગદાથી કુંડના મધ્યમાં એવા જોરથી પ્રહાર કર્યો કે કુંડનો વિસ્તાર વધીને ૯૯૯ વીઘાંના આકારમાં થઇ ગયો.

ભીમસેનના ભીષણ ગદાપ્રહારના પ્રતિધ્વનીથી આખા વનપ્રદેશમાં પ્રલયકાળ જેવો ભય વ્યાપી ગયો. વનનાં બધાં પ્રાણિઓ ખળભળી ઉઠયાં. ભગવાન શ્રીકૃષ્ણ પણ ચમકયા અને જુવે છે તો સામેથી ભીમસેન આવતા નજરે પડે છે. ભીમસેને આવી પ્રણામ કરી કુંડની હકીકત ભગવાન

પાસે જાહેર કરી. તે સાંભળીને ભીમના પરાક્રમની પ્રશંસા કરી અને મૃદુહાસ્યથી કહ્યું કેઃ—

"ભીમ ! તમારી આ ગદા બહુ ચંચળ છે, સન્ત–મહાત્માઓના આશ્રમમાં પણ એની ચંચળતા સ્થિર થતી નથી. હશે, ચાલો હવે ડંકમુનિના આશ્રમમાં જઇ તેમના દર્શનનો લાભ લઇએ." એમ કહી બન્ને જણા આશ્રમ તરફ ચાલવા લાગ્યાઃ—

આ તરફ ગદાપ્રહારની વજ્ર ધ્વનિથી ડંકમુનિની સમાધિ ભંગ થઇ. અને તેઓ આશ્રમની બહાર આવીને જુવે છે કે આશ્રમનો જળાશય બહુ મોટા પ્રમાણમાં જળથી છલકાઇ રહ્યો છે. એ જોઇને મુનિને બહુ આશ્ચર્ય થયું, આવુ કોણે કર્યું અથવા શાથી થયુ ? એ વિચારમાં મુનિ હતા કે તેવામાં સામેથી ભગવાન શ્રીકૃષ્ણજીને આવતા જોયા. ભગવાન અને ભીમસેનને પોતાના આશ્રમ તરફ આવતા જોઈ ડંકમુનિના હર્ષનો પાર ન રહ્યો. ભગવાનના સ્વાગતની તૈયારી કરી પોતાની સંતમંડળી સાથે ભગવાનના સ્વાગત માટે તેઓ આગળ વધ્યા, અને ભગવાનની પાસે પહોંચી ચરણમાં સાષ્ટાંગ પડી ગયા. ભગવાને મુનિને પ્રેમથી હૃદયે લગાડયા અને મુનિના પ્રેમની પ્રશંસા કરી સંતમંડળીનું સ્વાગત સ્વીકાર્યું. ભીમસેને સંતમંડળીને પ્રણામ કર્યા. પછી ભગવાન મુનિના આશ્રમ પર આવ્યા. આશ્રમની સંતમંડળીએ ષોડશોપચારથી ભગવાનનું પુજન–અર્ચન કર્યું. પછી સહુએ ભગવાનની સ્તુતિ કરી અને સાથે પ્રસાદ લીધો. ડંકમુનિની આવી મહાન શ્રદ્ધા

જોઇને ભગવાન બહુ રાજી થયા અને સહુના સ્નેહની પ્રશંસા કરીને કહ્યું કે:—

"હે મુનિશ્રેષ્ઠ! હું તો સંત-સાધુપુરૂષોનો સેવક છું મારા માટે સ્વાગત કે આવા શિષ્ટાચારની જરૂરત ન હતી છતાં આપે આવુ શ્રેષ્ઠ સમ્માન આપીને મને આભારી કર્યો છે. હવે મારા માટે આપની શી આજ્ઞા છે?"

ભગવાનની આવી કૃપામય વાણી સાંભળીને ડંકમુનિએ હાથ જોડીને જવાબ આપ્યો કે:—

"હે ભકતવત્સલ ભગવાન! હું તો તમારો દાસ છું આજ્ઞા આપવાની લાયકાત મારામાં કયાંથી? છતાં જો આ દાસ ઉપર આપની કૃપા છે તો જેમ શંકરજીએ અહીં રહીને આ આશ્રમને પાવન કર્યો છે તેમ તમો પણ અહીં નિવાસ કરીને આ આશ્રમને કૃતાર્થ કરો."

ડંકમુનિનુ વચન સાંભળીને ભગવાન વિચારમાં પડી ગયા. ભીમસેનના મનમાં ભય થયો કે 'મને અધવચમાં મુકીને ભગવાન અહીં રહી તો નહી જાય?" અને ડંકમુનિ એમ વિચારમાં પડી ગયા કે-"મેં વ્યર્થ ભગવાનને વચન-સંકટમાં મુકયા." એમ ભગવાન ભીમ અને ભક્ત ત્રણેની મનઃસ્થિતિ ગુચવાડાભરી થઇ ગઇ. ત્રણે મૌન થઇ ચિત્રેલા ચિત્રની માફક જયાંના ત્યાં ઉભા છે, એટલામાં શંકરજી પ્રકટ થયા અને શ્રીકૃષ્ણજીને વંદન કરી પ્રાર્થના કરી કે:—

"હે યદુરાય શ્રીકૃષ્ણ! ડંકમુનિની માગણી સંસાર-હિતની છે. માટે આપ સ્વીકાર કરો. આપના અહીં નિવાસ

કરવાથી ભવિષ્યમાં કળિયુગના અનેક પ્રાણી આપના દર્શનથી પાપ મુક્ત થઇ તમારા ધામને પ્રાપ્ત કરશે અને મને પણ આપના નિત્ય દર્શનનો લાભ થશે માટે ડંકમુનિની ઇચ્છા સંતોષવા જેવી છે."

શંકરજીને મધ્યસ્થરૂપમાં જોઇને ભગવાને ડંકમુનિના આગ્રહને માન આપતાં વચન આપ્યું કેઃ—

હે પરમ ભક્ત શંકરજી! મુનિની ઇચ્છા અને તમારા આગ્રહને હું સ્વીકારૂ છું. મુનિને હું વચન આપુ છું કે હું અવશ્ય અહીં નિવાસ કરીશ. હાલ જે માટે મે અવતાર લીધો છે, તે કાર્ય અધુરૂં છે. દુષ્ટોનો નાશ કરીને જયાં સુધી હું સન્તસાધુપુરૂષોને અને ધર્મને સર્વથા નિર્ભય નહીં કરૂં ત્યાં સુધી તમો મને ક્ષમા કરો. હવે હું જલદીથી મારા આ કાર્યને પૂર્ણ કરીને, પોતાના મૂલ સ્વરૂપમાં થઇ. ચતુર્ભુજ રૂપથી દ્વારિકામાં નિવાસ કરીશ. અને કળિયુગના ૪૨૨૫ વર્ષ સુધી દ્વારિકામાં રહી, પછી અહીં આવીને નિવાસ કરીશઃ—

ભગવાન શ્રીકૃષ્ણની આવી પ્રતિજ્ઞા સાંભળીને શંકરજી પ્રસન્ન થયા. ડંકમુનિએ પોતાની સન્તમંડળી સાથે શ્રીકૃષ્ણ અને શંકરજીની વંદના કરી. શંકરજી ભગવાનને પ્રણામ કરીને અન્તર્ધ્યાન થઈ ગયા. અને ભીમસેન સહિત ભગવાન દ્વારિકાં તરફ રવાના થયા.



# પ્રકરણ ૧ લું

"कुलं पवित्रं जननी कृतार्था, वसुन्धरा भोगवती च धन्या।
नृत्यन्ति स्वर्गे पितरोऽपि तेषां, येषां कुले पक्ष एकोऽपि भक्तः॥"

તે કુળ પવિત્ર છે. તે માતા કૃતાર્થ છે. તે ભાગ્યવાન પૃથ્વી ધન્ય છે. સ્વર્ગમાં તેના પિતૃઓ આનંદથી નૃત્ય કરે છે જેના કુળમાં એક પણ ભગવાનનો ભક્ત ઉત્પન્ન થાય છે.

× × × ×

કળિયુગના ૪૨૦૩ વર્ષ પછી)

## ભક્ત વિજયસિંહ ઉર્ફે બોડાણા



**દ્વાપર** અને કળિયુગના હજારો વર્ષ પછી પણ ડંકમુનિ અને ડંકમુનિનો આશ્રમ વિદ્યમાન છે. ડંકેશ્વર મહાદેવની પ્રસિદ્ધી અખિલ ભૂમંડળમાં વ્યાપ્ત છે. ડંકમુનિના આશ્રમ પાસે હવે એક નાનકડું ગામ વસી ગયું છે. જે ડંકપુર (ડાકોર) ના નામથી પ્રસિદ્ધ છે. આ ગામમાં વિજયસિંહ નામનો એક ક્ષત્રિય હતો. એજ અમારા આ ઇતિહાસના સૂત્રનાયક છે.

વિજયસિંહ પરમ ધાર્મિક અને શ્રધ્ધાવાન હતો. એની ધર્મપત્નિ ગંગાબાઇ પણ ગંગા જેવી પવિત્ર, શ્રધ્ધાળુ

અને પતિભક્તા હતી બન્નેનો સ્વભાવ દયાળુ પણ નસીબનાં ગરીબ હતાં. મહેનત મજુરી કરીને નિર્વાહ કરવો અને ભગવાનના સ્મરણમાં આનંદ માનીને પ્રસન્ન રહેવું એજ એમના જીવનની સુખમય સંપત્તિ હતી. બન્ને તરૂણ પણ પૂર્ણ સંયમી હતાં. સન્ત સમાગમ અને ભગવદ્કથાના પરમ ભક્ત હતાં.

એક દીવસ ગુરૂ આશ્રમમાં કથા પ્રસંગમાં ભગવાનના દિવ્ય સ્વરૂપનુ વર્ણન આવ્યું કેઃ—

"दिव्यान्तगुणः श्रीमान्, दिव्य मंगल विग्रहः ।
षड्गुणैश्वर्य सम्पन्नो, मनो वाचामगोचरः ॥
वेदवेद्यः सर्व साक्षी, सर्वोपास्यः स्वतन्त्रकः ।
नित्यानां निजभक्तानां, भोग्यभूतः श्रियः पतिः ॥"

"ભગવાન દિવ્ય અનંત ગુણોથી અલંકૃત છે. શ્રીમાન છે. મંગળમય દિવ્યમૂર્તિ છે. ઐશ્વર્યયુક્ત છે. મન, વાણી, ઇન્દ્રિઓથી પર છે. સ્વતંત્ર છે. દરેકને ભજવા યોગ્ય છે. પોતાના નિત્ય ભકતો માટે સર્વદા સુલભ છે તથા આનંદના સ્વરૂપ લક્ષ્મીના પતિ છે."

ભગવાનના આવા સુંદર સ્વરૂપનાં વર્ણન સાંભળી ને વિજયસિંહ નુ મન ભગવાનના દર્શન માટે આકર્ષાયુ. અને હવે રાતદિવસ એજ વિચારમાં પડયો કેઃ—

"હે ભકતો ઉપર દયા કરનાર કૃપાસાગર પ્રભુ! તમારા મનોહર સ્વરૂપનું દર્શન મને કયારે પ્રાપ્ત થશે? હે

દેવ! હે દયાળુ! હે વિશ્વબન્ધુ! હે કૃષ્ણ! હે કરૂણાસાગર! હે નાથ! હે ભકતોની સાથે રમણ કરનારા પ્રભુ! કહો, કહો, ક્યારે મને તમારા દર્શનનો લાભ પ્રાપ્ત થશે? હવે હું કોને શરણે જાઉં? તમને મળવા નો માર્ગ હું ક્યાંથી પ્રાપ્ત કરૂં? મુજ ગરીબની આશા તમો ક્યારે પૂર્ણ કરશો?" જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ ભગવાનના દર્શન માટે વિજયસિંહ અધીર થવા લાગ્યો. એક દિવસે વિજયસિંહે પોતાના ગુરૂમહારાજ પાસે જઇ, દીનભાવથી પ્રાર્થના કરી કે:-

"હે મહારાજ! આપ સર્વ જ્ઞાતા છો. "**गुरु बिन कौन बतावै बाट?**" ગુરૂ સિવાય આ દુનિયામાં ખરો માર્ગ બતાવનાર કોઇ સમર્થ નથી. માટે હું આપના શરણે છું. કૃપા કરીને મને એવો માર્ગ બતાવો કે જેથી મને ભગવાનનાં દર્શન થાય. ભગવાનનાં દર્શનની મને બહુજ લાલસા છે.„

શિષ્ય ની આવી અનુરાગ પૂર્ણ વાણી સાંભળીને ગુરૂ મહારાજે કહ્યુ કે:—

"હે વત્સ રામદાસ!* ભગવાનનાં દર્શન સુલભ નથી. જન્મોજન્મ ઋષિમુનિઓ પ્રયત્ન કરે છે, છતાં તેઓને ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થતાં નથી. એવા મહાન પ્રભુનાં દર્શન માટે તારી આવી આતુરતા જોઈ મને આશ્ચર્ય થાય છે. અસ્તુ. હું તને એક સુગમ ઉપાય બતાઉં છું. ભગવાન શ્રીકૃષ્ણજી પોતાની નરલીલા પૂર્ણ કરીને ચતુર્ભુજ સ્વરૂપથી

*ગુરૂઆશ્રમથી પ્રાપ્ત શ્રીવૈષ્ણવી નામ

હાલ દ્વારિકામાં બિરાજે છે. તું દ્વારિકા જા અને દ્વારિકાધીશ ભગવાનને તુલસીપત્રથી પ્રસન્ન કર. "तुलसी मोहिनी विष्णोर्वशीकरण मूलिका।" ભગવાનને વશ કરવા માટે તુલસી સમાન કોઇ વસ્તુ નથી. માટે જો તુ વિધિ અને અખંડ નિયમપૂર્વક ભગવાનના ચરણે તુલસીપત્ર અર્પણ કરવાનું વ્રત લઇશ, તો અવશ્ય ભગવાન તને પ્રત્યક્ષ દર્શન આપશે. આ મારો તને આશિર્વાદ છે."

ગુરૂમહારાજની આવી આજ્ઞા સાંભળીને વિજયસિંહ બહુ રાજી થયો અને ઘેર આવીને પોતાની ધર્મપત્નિને કહ્યું કે:—

"હે પ્રિયે! ભગવાનના દર્શન માટે હું દ્વારિકા જવાનો છું માટે તમો જલદીથી માટીના પવિત્ર પાત્રમાં તુલસી વાવી દો. તુલસીપત્રથી ભગવાન જલદી પ્રસન્ન થાય છે. ગુરૂમહારાજની એવી આજ્ઞા છે, તેથી હું તુલસીપત્રથી ભગવાનને રાજી કરીશ."

પતિની આવી આજ્ઞા સાંભળીને ગંગાબાઇ બહુ રાજી થયાં અને તરતજ માટીના શુદ્ધ પાત્રમાં તુલસી વાવીને તેનું નિત્ય સિચન કરવા લાગ્યાં અને પતિની સાથે પોતે પણ દ્વારિકાં જવાની ઇચ્છા જાહેર કરી.

**દ્વારિકાની યાત્રા:—**

"त्रिषु लोकेषु विख्याता, धन्यावै द्वारिकापुरी।
परिपूर्णत्तमः साक्षाच्छ्रीकृष्णो यत्र वास कृत॥"

ત્રણેલોકમાં વિખ્યાત એવી દ્વારિકાપુરીને ધન્ય છે કે જ્યાં પરિપૂર્ણ કળાથી સાક્ષાત ભગવાન શ્રીકૃષ્ણજી નિત્ય નિવાસ કરે છે.

× × × ×

પતિપત્નિ બન્ને દ્વારિકાં જવાની તૈયારી કરતાં હતાં કે એટલામાં દ્વારિકાં જવાનો એક સંઘ ગામમાં આવ્યો. સંઘનો સંગાત મળવાથી વિજયસિંહ બહુ રાજી થયો અને ભગવાનનો ઉપકાર માનીને બન્ને સંઘ સાથે ભળી ગયાં. જંગલ પ્રદેશનો વિકટ માર્ગ પાર કરીને લગભગ પંદર દિવસમાં સંઘ દ્વારિકાં જઈ પહોંચ્યો. બધા લોકો પોતપોતાના ગોરને ત્યાં ગયા. વિજયસિંહ ગરીબ હતો ગોરને સત્કારવા જેટલી ધન શકિત એના પાસે કયાંથી હોય? એટલે વિજયસિંહે સાધુઓના આશ્રમમાં જઇને આશ્રય લીધો. પ્રાતઃકાલ થયો. પતિપત્નિ બન્ને શ્રદ્ધાપૂર્વક ગોમતિમાં સ્નાન કરીને તુલસીને સ્નાન કરાવી અક્ષત કુંકુંમથી તેનું પુંજન કરીને તુલસીદળની પુષ્પાંજલિ તૈયાર કરી અને ભગવાન શ્રીદ્વારકાધીશના દર્શન માટે બન્ને મંદિરમાં ગયાં.

મંદિરની શોભા અપૂર્વ હતી, જ્યાં જુઓ ત્યાં આનંદ, આનંદ અને આનંદ. સંત સમાગમ, કથા, કીર્ત્તન, ભાવિક ભકતોનું કલામય નૃત્ય વિગેરેથી મંદિરનું વાતાવરણ આનંદમય હતું. આવું પરમ મનોહર દૃશ્ય જોઇને વિજયસિંહનું હૃદય ભગવદ્ પ્રેમથી ગદ્ગદ્ થઇ ગયું, અને મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ—

"હે ભગવાન! શું મારા નસીબમાં આ સુખ નથી? પરમાનંદની આ અખંડ સરિતા શું મારા આંગણે નહી વહે? ના, ના મારી આ કલ્પના વ્યર્થ છે. મુજ ગરીબને આંગણે ભગવાન કયાંથી અને આ આનંદ કયાંથી? પ્રભુ, મારી મનની ચંચળતાને ક્ષમા કરજો."

એમ વિચાર કરતો હતો તેવામાં મંદિરનાં દ્વાર ઉઘડયાં. ભગવાનના જયજયકારથી મંદિર ગુંજી ઉઠયું. બધા લોકો ખુશીખુશી થઈને દર્શન કરવા લાગ્યા. શું સુંદર સ્વરૂપઃ—

"यस्याननं मकर कुण्डल चारु कर्ण,
भ्राजत कपोल सुभगं सुविलास हासं ।
नित्योत्सवो न ततृपुर्द्दशिभिः पिवन्त्यो,
नार्योनराश्च मुदिता कुपिता नियेश्च ॥"

ભગવાનના મુખ મંડળ ઉપર અનંત કામના મનને મંથન કરનારી છટા સુશોભિત છે. શોભાયમાન બન્ને કાનમાં અલંકૃત મકરાકૃત કુંડલોની દેદિપ્યમાન કાંતિ ભગવાનના સુંદર કપોલ ઉપર પ્રકાશમાન છે. ભકતોના મનને હરણ કરનારી ભગવાનની સુવિલાસમય મનોહર હાસ્યછટા, કોટયાનકોટિ ચંદ્ર છટાને લજ્જિત કરનારી છે. એવા નિત્યોત્સવ સ્વરૂપ ભગવાનની મનમોહની ઝાંખીના દર્શન કરીને નરનારી ગણ કૃતાર્થ થતાં હતાં.

જન્મના દરિદ્રને અખુટ ધન મળી જાય, તો પણ

જેમ તેના લોભનો અંત આવતો નથી, તેમ ભગવાન શ્રી દ્વારકાધીશના વારંવાર દર્શન કરવાથી પણ વિજયસિંહની ઇચ્છા તૃપ્ત થતી ન હતી. બહુવાર સુધી ભગવાનના મુખારવિંદ ઉપર દૃષ્ટી ઠારીને તે ઉભો રહ્યો. પછી સાષ્ટાંગ દંડવત કરીને પોતાની તુલસીપુષ્પાંજલિને ભગવાનના ચરણે હૃદયના શુદ્ધ ભાવથી અર્પણ કરી અને પ્રાર્થના કરી કેઃ–

"હે નાથ, હજારો યોનિમાં જ્યાં જ્યાં હું જન્મું, ત્યાં ત્યાં હું તમારા ચરણોની ભક્તિ કરૂં અને તમારામાં મારૂં મન અવિચળ અનુરાગી થાઓ."

વિજયસિંહની ધર્મપત્નિ ગંગાબાઈએ ભગવાનના ચરણમાં મસ્તક નમાવી પતિની મંગલકામના કરી, અને પ્રભુ પાસે પ્રાર્થના કરી કેઃ—

"હે પ્રભુ ! અમારી આ તુલસી પુષ્પાંજલિને સ્વીકારજો અમે ગરીબ છીએ તમારી સેવામાં અર્પણ કરવા માટે તુલસીપત્ર સિવાય અમારી પાસે બીજું ધન નથી."

એમ બન્ને જણાં ભગવાનની શ્રદ્ધાપુર્વક પ્રાર્થના કરીને મંદિર બંધ થતાં સુધી મંદિરમાં રહી, પછી પોતાના આશ્રમ ઉપર આવ્યાં. એમ એક અઠવાડિયા સુધી દ્વારિકામાં રહી પોતાના ઘેર આવ્યાં.

**કઠિન વ્રતઃ—**

ઘેર આવીને વિજયસિંહે એવો નિશ્ચય કર્યો કે હવેથી પોતાના હાથમાં તુલસી વાવીને તે તુલસીપત્રની પુષ્પાંજલી

ભગવાનને ચઢાવવી. ગંગાબાઈએ પોતાના પતિના એવા કઠિન વ્રતમાં મદદ આપવાની પોતાની ખુશી બતાવીને કહ્યું કે:-

"હે સ્વામિનાથ! જો કે તમારૂં આ વ્રત કઠિન છે. પણ ચિંતા નહીં, ભગવાન તમારી સહાયતા કરશે. અને હું પણ હરેક રીતે સેવામાં અનુકુળ રહીશ"

પત્નિની આવી ઉદાર સહાનુભૂતિ સાંભળીને વિજયસિંહનું મન વધુ ઉત્સાહિત થયું. અને પોતાના નિશ્ચયાનુસાર હાથમાં તુલસી વાવીને, વર્ષમાં બે વખત નિયમ પૂર્વક દ્વારિકાની યાત્રાએ જવા લાગ્યો.

૬૦ વર્ષ સુધી વિજયસિંહે અખંડ પણે દ્વારિકાની યાત્રા કરી. સાથે ગંગાબાઈ પણ જતાં હતાં. ૮૩ વર્ષની વયે વિજયસિંહે જ્યારે ૬૧ મી વાર દ્વારિકાંની યાત્રા કરી, તો પોતાની વૃદ્ધાવસ્થાને લીધે એ બહુજ અશકત થઈ ગયો હતો. માંડમાંડ આ વખતે યાત્રા પુરી કરી હતી.

નિયમાનુસાર પ્રાતઃકાળે ગોમતિમાં સ્નાન કરીને, પત્નિના હાથના ટેકાથી વિજયસિંહ મન્દિરમાં પહોંચ્યો. પોતાની તુલસી પુષ્પાંજલી ભગવાનના ચરણમાં અર્પણ કરી અને ભગવાન દ્વારિકાધીશની સામે દીનભાવથી ઉભા રહીને સજળ નેત્રોથી પ્રાર્થના કરી કે:—

"હે દીનાનાથ! તમારૂં આ દર્શન હવે મારા માટે અંતિમ દર્શન છે. હવે મારામાં તાકાત નથી. હું ચાલી શકતો નથી. અહીં સુધી આવવા માટે હવે હું લાચાર છું. હે અંતર્યામી ભગવાન! કહો, હવે હું કેવી રીતે તમારા

દર્શનનો લાભ લઇશ ? આ મારા હાથમાં હવે હું કોને માટે તુલસી વાવીશ ? કોના ચરણે હું મારી આ પુષ્પાંજલિ અર્પણ કરીશ ? હે દ્વારિકાપતિ ! બોલો, બોલો શું મારા મનની આશા અધૂરીજ રહેશે ? શું હવે મને તમારા દર્શનનો લાભ નહીજ મળે ? મારી અધૂરી લાલસા શું મારા જીવનસાથે જશે ? હરે !હરે ! હેનાથ ! મારી અન્તિમ ઘડી અહીંજ કેમ આવતી નથી ? મને તમારા ચરણમાં કેમ લઇ લેતા નથી ? પ્રભુ ! પ્રભુ !..........."

એમ કહેતાં કહેતાં વિજયસિંહની આંખોમાંથી અશ્રુ-પ્રવાહ વહેવા લાગ્યો. બહુવાર સુધી એજ અવસ્થામાં, ભગવાનના મુખ મંડલ ઉપર આંખો ઠારીને, ભગવાનની સામું ઉભો રહ્યો. ભગવાનમાં વિજયસિંહની એવી તન્મયતા થઇ ગઇ કે "હું કોણ છું અને કયાં છું ?" એ પણ ભાન એને ન રહ્યું. અર્થાત થોડા સમય માટે વિજયસિંહ ભગવદાકાર થઇ ગયો. ખરેખરે. સાચા પ્રેમિયોની એજ દશા થાય છે. પ્રેમનો પંથ એટલો વાંકો અને સંકીર્ણ–સુક્ષ્મ છે કે એમાં દ્વૈતનો સમા-વેશ થઇ શકતો નથી. પ્રેમપંથના મહાન અનુભવી કબીર-જીનું કથન છે કેઃ—

"जब मैं था तब हरि नहीं, अब हरि हैं हम नाहिं ।
प्रेम गली अति सांकरी, तामें दो न समाहिं ॥"

પતિની આવી પ્રેમમય દશા જોઇને. ગંગાબાઇનું હૃદય ભરી આવ્યું. તેઓએ પતિને સાવધ કરવાના હેતુથી કહ્યું કેઃ—

"હે ભકતરાજ ! સાવધ થાઓ. ભગવાન અગર ભકતોના છે તો તેઓ જરૂર પોતાના ભકતોની લાજ રાખશે. હવે ચાલો. આપણી આ અંતિમ યાત્રા છે. યથાશક્તિ જે અને તે દાન ધર્મ કરીને તીર્થઋણથી આપણે મુકત થઈએ."

પત્નિની વાણી સાંભળીને વિજયસિંહ સાવધ થયો અને ભગવાનના ચરણમાં સાષ્ટાંગ પડીને પોતાના અપરાધોની ક્ષમા માગી, પછી બન્ને જણાં યથાશક્તિ દાન ધર્મ કરીને. ભગવાનનું સ્મરણ કરતાં કરતાં પોતાના આશ્રમ ઉપર આવ્યાં.

**ભગવાનનાં દર્શનઃ—**

રાત થઈ. ધીમે ધીમે જ્યારે સર્વત્ર શાંતિ પ્રસરી ગઈ ત્યારે-સવારમાં પોતાને ઘેર પાછો ફરવાનો નિશ્ચય કરીને, ભગવાનના મંગળ સ્વરૂપનું ધ્યાન કરતાં વિજયસિંહ સુઈ ગયો. મધરાતમાં જ્યારે સંસારના એકેએક પ્રાણી નિંદ્રાદેવીની ગોદમાં સુખથી સુતાં હતાં એવા શાંત અને પરમ એકાન્ત સમયમાં ભગવાન દ્વારકાધીશ વિજયસિંહની પાસે આવ્યા અને ભકતને નિદ્રાથી સાવધાન કરીને પોતાના ચતુર્ભુજ સ્વરૂપથી દર્શન આપ્યું અને કહ્યું કેઃ—

"હે ભક્ત વિજયસિંહ, તારી અનન્ય ભકિત અને તારા કઠિન વ્રતથી પ્રસન્ન થઈ તને ઈચ્છિત વરદાન આપવા હું આવ્યો છું."

સાક્ષાત ભગવાનને પોતાની પાસે ઉભેલા જોઈને વિજયસિંહના હર્ષનો પાર ન રહ્યો. પ્રેમ વિવ્હળ થઈને વિજયસિંહે પ્રણામ કરી કહ્યું કેઃ—

"હે નાથ! ભ્રમરને સહજમાં કલ્પવૃક્ષ મળવાથી જેમ તે કલ્પવૃક્ષ પાસે કંઈપણ માગણી કરતો નથી, તેમ તમારાં પ્રત્યક્ષ દર્શન પ્રાપ્ત કરીને હવે હું તુચ્છ ભોગોની માગણી શું કરૂં? છતાં મારી તો એજ ઇચ્છા છે કે તમે મારી સાથે ચાલો અને મારી ઝુંપડીને પાવન કરો. હવે હું તમારા દર્શન માટે અહીં સુધી આવી શકું એવી શકિત મારામાં નથી. માટે મુજ ગરીબ ઉપર આપની દયા હો તો આપ મારી સાથે મારે ઘેર પધારો એજ મારી ઈચ્છા અને માગણી છે."

ભગવાને કહ્યું:—

"તથાસ્તુ! તમારી સાથે હું આવવા તૈયાર છું પણ શંકા છે કે મારા માટે તમને કદાચ મૃત્યુનો સામનો કરવો પડે."

વિજયસિંહે દ્દઢતાપૂર્વક જવાબ આપ્યો કે:–

"મારાં એવાં ભાગ્ય કયાં? પ્રભુને માટે આ પ્રાણ હજારવાર ન્યોચ્છાવર છે."

**ભગવાન:**–"તો જાઓ, મને લઇ જવા માટે ગાડા બળદનું સાધન કરી જલદી અહીં આવો. હું તમારી સાથે ચાલવા તૈયાર છું."

એમ કહી ભગવાન અન્તર્ધ્યાન થઇ ગયા. વિજયસિંહે ખુશીખુશીમાં તેજ વખતે પોતાની સ્ત્રીને ઊઠાડી અને ભગવાનના દર્શનની બધી હકીકત કહીને, સવાર થતાંજ બન્ને ઘર તરફ રવાના થયાં.



# પ્રકરણ ૨ જું

"अनन्याश्चिन्तयन्तो मां, ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां, योगक्षेमं वहाम्यहम् ॥"

નિષ્કામ અને એકાન્ત હૃદયથી મને ભજનારા જે મારા ભક્તો છે, તેમના યોગ ક્ષેમનો ભાર હું મારા શિરે રાખું છું.—

—ભગવાન શ્રીકૃષ્ણ

× × × ×



## વિજયસિંહની ગરીબી

ભગવાનની કૃપાથી વિજયસિંહને પહોંચતાં વાર ન લાગી. ઘેર આવીને તે ગાડાની શોધમાં નીકળ્યો પણ વિજયસિંહની ગરીબીને લીધે કોઇએ તેને ગાડું બળદ આપ્યું નહીં. પોતાના ઘરનો તમામ ઘરસામાન વેચીને ભાડાપેટે પૈસા આપવાનું કહ્યા છતાં કોઇએ વિજયસિંહની ગરજ સારી નહીં. એટલે નિરાશ થઇને તે પાછો ફર્યો. "હવે શું કરું ? કોની પાસે જાઉં ! કેવી રીતે ભગવાનને અહીં લાવું ? શું હું પોતાના ખભે બેસાડીને ભગવાનને અહીં લાવું ? પણ નહીં, હવે મારામાં એટલી

તાકાત ક્યાં? તો શું હવે હું ભગવાનને અહીં નહીં લાવી શકું? પૃથવી ઉપર હવે મારો કોઈ સહાયક નથી? હે દ્વારિકાધીશ ભગવાન! કહો હવે હું શું કરૂં? કોઈ પણ પ્રકારે એકવાર હું તમારી પાસે આવી શકું, મુજ ગરીબ ઉપર આટલી તો કૃપા કરો." એવા વિચારમાં વિજયસિંહ બેઠો હતો, ને એટલામાં એક ગોવાળિઓ આવ્યો. અને વિજયસિંહને ઉદાસ બેઠેલા જોઈને પુછ્યું કે:—

"કેમ ભક્તરાજ! આજ તમો ચિંતામાં કેમ છો? શું તમારા ઉપર કોઈ સંકટ છે. અથવા શું તમને કોઈ પ્રકારની સહાયતાની જરૂરત છે?"

ગોવાળિઆની આવી સહાનુભૂતિપૂર્ણ વાણી સાંભળીને વિજયસિંહે કહ્યું કે:—

"હા ભાઈ! દ્વારિકા જવા માટે મને ગાડાબળદની જરૂર છે. જો મારા ઉપર તમો આટલી મહેરબાની કરો તો ભગવાન તમારૂં ભલું કરશે! હું તમારો ઘણો ઉપકાર માનીશ."

વિજયસિંહની આવી નમ્રવાણી સાંભળીને ગોવાળિઆને દયા આવી અને કહ્યુ કે:—

"ભક્તરાજ! ચિન્તા ન કરો. દ્વારિકાં જવા માટે હું તમને મારૂં ગાડુ અને બળદ આપું છું. પણ ગાડુ જુનુ છે. અને બળદ જન્મથીજ બહુ દુર્બળ છે. ગાડાને દુરસ્ત કરાવી બળદોને ખવડાવી પિવડાવીને જો તમારે કામ કાઢવું હોય તો ચાલો, આવો મારી સાથે."

ડુબતાને તૃણનો આશ્રય મળવાથી જેમ મનુષ્ય રાજી થાય છે તેમ વિજયસિંહ બહુ રાજી થયો. નમ્રતાપૂર્વક ગોવાળિઆનો ઉપકાર માનીને કહ્યું કે:—

"ભાઈ! એ હું બધુ કરીશ. મારા ઘરનો સરસામાન વેચીને ઘાસ દાણા વિગેરેની વ્યવસ્થા કરી લઉં છું. તમો ફિકર કરશો નહી. દ્વારિકાંથી પાછા ફરીને તરતજ ગાડુ અને બળદ તમારે ઘેર પહોંચતાં કરીશ."

**ગોવાળિઓઃ**–" તો ઠીક! ચાલો.

વિજયસિંહ ગોવાળિઆની સાથે ગયો અને ગાડુબળદ લાવીને બીજે દિવસે સવારમાં દ્વારિકાં રવાના થયો. ગંગાબાઇ ભગવાનની બધી વ્યવસ્થા કરવા માટે ઘેર રહ્યાં.



# પ્રકરણ ૩ જું

नास्तिकाम समो व्याधि, नास्ति मोह समो रिपुः।
नास्ति कोप समो वह्नि, नास्ति ज्ञानात्परं सुखम् ॥

કામ જેવો કોઇ વ્યાધિ નથી. મોહ જેવો કોઇ શત્રુ નથી. ક્રોધ જેવો કોઇ અગ્નિ નથી અને જ્ઞાનથી અધિક કોઇ સુખ નથી.

× × × ×



## બળદોનો ઇતિહાસ

ગોવાળીઆના બન્ને બળદ જન્મથીજ દુર્બળ કેમ હતા ? એમાં ઇતિહાસ છે. પૂર્વજન્મમાં એ બન્ને બળદ દંડકારણ્યમાં જનસ્થાન નામક પ્રદેશના રહેનારા બ્રાહ્મણ હતા. એકનું નામ શ્રીકંઠ અને બીજાનું નામ સોમેશ હતું. બન્ને પૂર્ણ કર્મકાંડી અને વેદના સારા જ્ઞાતા હતા. પંચવટીમાં ગોદાવરીના તટ ઉપર ભગવાન શ્રીરામચંદ્રજીનું એક વિશાળ મંદિર હતું. ગોદાવરીમાં નિત્ય પ્રાતઃસન્ધ્યાદિ કરીને શ્રીરામચંદ્રજીના મંદિરમાં જવું અને ભગવાનને વેદપાઠ સંભળાવવો બન્ને વિદ્વાનોનો આ નિત્યનો નિયમ હતો. આ મંદિરમાં

નીલકંઠ નામના એકબીજા પૌરાણિક બ્રાહ્મણ પુરાણની કથા કરતા હતા.

એક દિવસે કથા પ્રસંગમાં એવો પ્રસંગ આવ્યો કે પૌરાણિક બ્રાહ્મણ સાથે વેદપાઠી બ્રાહ્મણોનો વિવાદ થયો. વિવાદનું કારણ એમ હતું કે પૌરાણિક બ્રાહ્મણે વેદની એક શ્રુતિ બોલીને તેનો અર્થ કર્યો. એટલે શ્રીકંઠ અને સોમેશ બન્ને વેદપાઠી બ્રાહ્મણોએ વાંધો ઉઠાવ્યો કે:—

"શ્રુતિનો અર્થ અપૂર્ણ થયો છે. અર્થ કરવામાં શ્રુતિનો એક પાદ છોડી દેવામાં આવ્યો છે." જો કે વેદપાઠી બ્રાહ્મણોનો વિરોધ સત્ય હતો પણ શ્રોતાઓની આગળ પોતાનું માન ભંગ થતું જોઈને પૌરાણિક બ્રાહ્મણે જવાબ આપ્યો કે:—

"તમો કેવળ વેદના પાઠ કરનારા છો. વ્યાકરણ શાસ્ત્રનું તમને બિલકુલ જ્ઞાન નથી કયા વાકયનો અર્થ કેવો કરવો અને શ્રુતિપાદોનો અર્થ શ્રોતાઓને કેમ સમજાવવો એ જ્ઞાન વેદિયાઓને હોતું નથી. જે અર્થ મેં કર્યો છે તે બિલકુલ અનુકુળ છે."

વેદપાઠી બ્રાહ્મણોએ ફરી વિરોધ કર્યો કે:—

"પૌરાણિકજી ! વેદ હો અથવા પુરાણ. કોઈ પણ શ્રુતિ અથવા શ્લોકાદિકનો યથાર્થ અર્થ સર્વત્ર એકજ થશે. અપૂર્ણ વાક્યના અર્થને પૂર્ણ વાકયનો અર્થ કહેવો એ કેવળ દુરાગ્રહ છે."

એ પછી બન્ને પક્ષમાં બીજા કેટલાક પ્રશ્નોત્તર થયા. છેવટે જ્યારે પૌરાણિક બ્રાહ્મણને પોતાની હાર કબુલ કરવાનો સમય આવ્યો ત્યારે પોતાનું અપમાન સમજીને તે ગુસ્સે થઈને વેદપાઠી બ્રાહ્મણોને શાપ આપ્યો કેઃ—

"મુર્ખાઓ ! તમો બળદ જેવા વેદોનો માત્ર ભાર ઉચકનારા છો. અર્થ અનર્થમાં તમને બિલકુલ જ્ઞાન નથી. જાઓ હું તમને શાપ આપુ છું કે આવતા જન્મમાં તમો બળદ થશો."

પૌરાણિક બ્રાહ્મણના મુખથી એવો શાપ સાંભળીને વેદપાઠી બ્રાહ્મણોએ કહ્યું કેઃ—

"ઓ દંભી બ્રાહ્મણ ! બ્રાહ્મણ થઈને તને શ્રુતિનો અર્થ કરતાં નથી આવડતું અને ઉપરથી પોતાની ખોટી માનરક્ષા માટે કાગડા જેવું ટેંટેં કરી રહ્યો છે. જા અમે પણ તને શાપ આપિએ છિએ કે આવતા જન્મમાં તૂ કાગડો થઈશ."

બ્રાહ્મણોની પરસ્પર આ શાપ લીલા જોઈને બધા લોકો આશ્ચર્યમાં પડી ગયા. કથા—મંડપમાં સન્નાટી વ્યાપી ગઈ. આ તરફ આ ત્રણે બ્રાહ્મણો પણ જડ ચિત્ર જેવા જ્યાં હતાં ત્યાં સ્થિર થઈ ગયા. બધા લોકો બ્રાહ્મણોના મુખ તરફ જોવા લાગ્યા. થોડા સમય પછી બ્રાહ્મણોનો ક્રોધ જ્યારે શાન્ત થયો. ત્યારે પોતાની શાપ લીલા ઉપર ત્રણેના હૃદયમાં બહુજ પશ્ચાત્તાપ થયો અને સભાજનો સમક્ષ લજ્જિત થયા તે જુદું. કથા બંધ થઈ. બધા શ્રોતાઓ પોત પોતાને

ઘેર ગયા. ત્રણે બ્રાહ્મણો પણ પોતાના ઘર તરફ રવાના થયા.

**પુનર્મિલન:—**

અમુક સમય પછી એવો સંયોગ આવ્યો કે ત્રણે બ્રાહ્મણ એક દિવસે સાંજે ગોદાવરીના તટ ઉપર ભેગા થયા નીલકંઠ બ્રાહ્મણે સભા પ્રસંગની ચર્ચા કરીને કહ્યું કે:—

" ભાઈ ! "अवश्यमेव भोक्तव्यः कृतकर्म शुभाशुभम" કરેલા શુભ અથવા અશુભ કર્મને અવશ્ય ભોગવવું પડે છે. એ ખબર કોને હતી કે એક સાધારણ ચર્ચાનું સ્વરૂપ આટલું ભયંકર થઈ જશે. પણ નહીં, કોઈ પણ પ્રકારે એમ બનવાનું હતું તે બન્યું. જોકે હવે શાપ મિથ્યા થાય એમ નથી છતાં હું તમને વરદાન આપુ છું કે બળદ યોનિનું કષ્ટ તમને ભોગવવું નહીં પડે. તમો જન્મથીજ એવા કમજોર રહેશો કે તમારી કમજોરીના કારણે તમને જરા પણ ભાર ઉઠાવવાનો પ્રસંગ નહીં આવે. અને તમને કોઈ ત્રાસ પણ દેશે નહીં. કળિયુગના ૪૨૨૫ વર્ષ પછી. ભગવાન શ્રી દ્વારિકાધીશ જ્યારે ડંકપુર (ડાકોર) પધારશે. ત્યારે તમો તેમની સવારીમાં જોડાશો. પછી થોડાજ સમય પછી તમો શાપ મુક્ત થઈ ભગવાનના ધામને પ્રાપ્ત કરશો."

નીલકંઠના મુખથી આવું સાંભળીને બન્ને વેદપાઠી બ્રાહ્મણોએ કહ્યું કે:—

" ભાઈ પૌરાણિકજી.

" गतेशोको न कर्तव्यो, भविष्यं नैव चिन्तयेत् ।
वर्त्तमानेन कालेन, प्रवर्तन्ते विचक्षणाः ॥ "

થઇ ગયાનો શોક અને ભવિષ્યની ચિંતા કરવી વ્યર્થ છે. બુદ્ધિમાન લોક વર્ત્તમાનકાળને અનુકૂળ વ્યવહાર કરે છે. થવાનું હતું તે થયું. હવે પશ્ચાત્તાપ વ્યર્થ છે. અમો પણ તમને વરદાન આપિએ છિએ કે તમો કાગડા થશો. પણ સદા ડાકોર તીર્થમાં નિવાસ કરશો. દ્વારિકાથી ભગવાન જ્યારે ડંકપુર પધારશે. ત્યારે ભગવાનને માટે યુદ્ધ થશે. તે સમય તમો ગોમતીજીના તટ ઉપર એક વડવૃક્ષની ઉપર હશો. યુદ્ધ પ્રસંગમાં એક બીજાના બાણુથી ઘાયલ થઇને તમો જ્યારે ગોમતીજીમાં પડશો ત્યારે સહજમાં તમારી મુક્તિ થઇ જશે."

એમ પરસ્પર પોતાના શાપોદ્ધારનો કાળ નિર્ણય કરીને ત્રણે બ્રાહ્મણ પોતાના સ્થાને ગયા.

× × × ×

ગોવાળિઆના બન્ને બળદ એજ શાપિત બળદ હતા.



# પ્રકરણ ૪ થું

"स्मरतः पाद कमलमात्मानमपि यच्छति ॥"

ભગવાનના ચરણકમળનું સ્મરણ કરનાર ભક્તને, ભગવાન પોતાને ભેટમાં અર્પણ કરી દે છે.

× × × ×

## દ્વારિકાનો ત્યાગ

ભગવાનની ઇચ્છા હતી, એટલે દુર્બળ બળદોમાં એવું બળ આવ્યું કે ભક્ત વિજયસિંહને દ્વારિકાં પહોંચતાં વાર ન લાગી. પોતાના નિયમાનુસાર ગોમતિમાં સ્નાન કરીને વિજયસિંહ મંદિરમાં પહોંચ્યો અને પોતાની તુલશી પુષ્પાંજલિ* ભગવાનના ચરણે સમર્પણ કરી, ભગવાનને સાષ્ટાંગ કરીને સ્તુતિ કરી કેઃ—

"હે હરે! હું હંમેશ તમારા ચરણકમળાશ્રિત દાસોના દાસાનુ દાસ રહું. મારૂં મન [illegible] તમારા દિવ્ય ગુણોનું સ્મરણ કરે, અને મન, વાણી, કર્મથી હું જન્મો જન્મ તમારી સેવા કરૂં. બસ! આટલી કૃપા આ દાસ ઉપર કરજો"

એવી રીતે ભગવાનની સેવામાં પોતાની પ્રાર્થના રજુ

---

* ઘેરથી સાથે આણેલી તુલસીની પુષ્પાંજલી.

કરીને વિજયસિંહ પોતાના મુકામ ઉપર આવ્યો. અને "હવે હું ભગવાનને કેવી રીતે પ્રાપ્ત કરૂં?" એ વીચારમાં પડયો. વિજયસિંહનું આ વખતે એમ જલદીથી આવવું અને સાથે ગાડાનું સાધન જોઈને દ્વારિકાંવાસિઓને કંઇક સંદેહ તો થયો પણ ભગવાનને લઇ જવા માટેજ વિજયસિંહની આ તૈયારી છે. એવી કોઇને શંકા થઇ નહીં.

વિજયસિંહને દ્વારિકામાં આવ્યાને બે દિવસ થઇ ગયા પણ ભગવાનને પ્રાપ્ત કરવાની એક પણ યુક્તિ એને સુઝી નહીં. "શું કરૂં? કયા ઉપાયથી ભગવાન મને મળશે?" એમ વિચાર-વિચારમાં વિજયસિંહની આજ ત્રીજી રાત છે. ભગવાનને પ્રાપ્ત કરવાની ચિંતામાં જ્યારે તે ઉંઘી ગયો ત્યારે અડધીરાત પછી ભગવાને સ્વપ્નમાં દર્શન દઇને કહ્યું કેઃ—

"વિજયસિંહ! ઉઠ. જલદી કર ગાડું લઇને તું મંદિર પાસે આવ અને ધકકો મારીને મારા નિજ મંદિરના દ્વારને ઉઘાડ એટલે દ્વાર ઉઘડી જશે." એમ કહીને ભગવાન અદ્રશ્ય થઈ ગયા. વિજયસિંહની નિંદ્રા ભંગ થઈ. તેણે તરતજ પોતાનું ગાડું તૈયાર કર્યું અને મંદિર પાસે લઇ જઇ ઉભુ રાખ્યું. અને પોતે મંદિરના રાજદ્વાર પાસે જઇને તે જુવે છે કે મંદિરના દરવાજા એ રાજ્ય સૈનિકોથી સુરક્ષિત છે. નિજમંદિરનુ દ્વાર જંજીરોથી અને મોટા મોટા તાળાંઓથી ખૂબ સજ્જડ છે. મંદિરમાં પ્રવેશ કરવો એ મહાન કઠિન કાર્ય સમજીને તે વિચારમાં પડી ગયો. પણ ભગવાનના વચન ઉપર એને વિશ્વાસ હતો એટલે કંઈક આગળ વધે છે. તો તે જુવે છે

કે પહેરેદારો ઉભા ઉભા ઉંઘી રહ્યા છે. ચારે તરફ સુમસાન છે. નિજમંદિર સુધી પહોંચવામાં કોઈ ભય નથી. એવી સુસંધિ જોઈને, ધીમા પગથી વિજયસિંહ નિજમંદિરના દ્વાર પાસે પહોંચે છે અને ધીમેથી દ્વારને એક ધક્કો દે છે. શું પ્રભુની લીલા છે કે એક સહેજ ધક્કાથી મોટીમોટી જંજીરો અને તાળાંઓ બધાં તુટી-નીચે પડયાં નિજ મંદિરનું દ્વાર આપોઆપ ઉઘડી ગયું ભગવાનનાં દર્શન થતાં વિજયસિંહ ચરણે પડી ગયો, એટલે ભગવાન પોતાના સિંહાસનનો ત્યાગ કરીને ભકત પાસે દોડી આવ્યા અને ભકતને ઉઠાડીને કહ્યું કેઃ—

"પ્રિય ભકત ! ચાલો જલદી. કરો મને ઉચકીને ગાડામાં બેસાડી દો હવે અહીં વધુવાર રહેવામાં સાર નથી."

વિજયસિંહે તરતજ ભગવાનને ઉચકીને ગાડામાં પધરાવી દીધા અને ગાડાને જલદી હાંકવા લાગ્યો, પોતાની મનોરથ સિદ્ધીના હર્ષમાં વિજયસિંહ એવો હર્ષોન્મત થઈ ગયો કે ગાડું કયાં જાય છે એનું પણ ભાન એને ન રહ્યું ભકતની આવી હર્ષોન્મત્ત સ્થિતિ જોઈને ભગવાને પ્રકટ રૂપ થઈને વિજયસિંહને કહ્યું કેઃ—

"ભક્ત ! લાવો બળદોની રાસ મારા હાથમાં આપો અને શાંન્તીથી જુવો કે હું કેમ હાંકુ છુ." એમ કહીને ભગવાને રાસ પોતાના હાથમાં લીધી.



# પ્રકરણ ૫ મું

"विनिश्चितं वदामि ते, न चान्यथा व चांसिमे।
हरिं नरा भजन्ति येऽति दुस्तरं तरन्ति ते ॥"

હું નિશ્ચયપૂર્વક કહું છું કે મારી વાતને અસત્ય માનશો નહી. જે મનુષ્ય શ્રીહરિનું ભજન કરે છે. તે દુસ્તર સંસારરૂપી સમુદ્રથી સહેજમાં પાર થઇ જાય છે.

× × × ×

## શાપમુક્તિ



બળદોની રાસ હાથમાં લેતાંજ તે પવનવેગે દોડવા લાગ્યા એમ થોડે દૂર ગાડું પહોંચ્યું હશે કે એક દિવ્ય દેહધારી બ્રાહ્મણ આવીને ગાડાની આગળ ઉભો રહ્યો અને ભગવાનને નમસ્કાર કરીને સ્તુતિ કરવા લાગ્યો એ જોઇને ભગવાને તેને આજ્ઞા કરી કે:-

"હે વિપ્ર! જડ યોનિથી હવે તમો મુક્ત થયા. જાઓ, મારા ધામમાં નિવાસ કરો."

ભગવાનની આજ્ઞા સાંભળીને, ભગવાનની પ્રદક્ષણા કરીને તે ત્યાંજ અદ્દશ્ય થઇ ગયો. આ વિચિત્ર ચરિત્રને જોઇને ભક્ત વિજયાસંહે હાથ જોડીને પૂછ્યું કે:—

"હે દીનાનાથ ! આ બ્રાહ્મણ કોણ હતો અને તે અદૃશ્ય કેમ થઇ ગયો ?"

ભગવાને કહ્યું કેઃ—

"હે ભક્ત ! જે વૃક્ષના લાકડાનું આ ગાડું છે. તે વૃક્ષ આ જન્મમાં સમી વૃક્ષ થઈને આ જગ્યાએ ઉગ્યું હતું. મારા ચરણના સ્પર્શથી તે પોતાની જડ યોનિથી, મુક્ત થઇ બ્રાહ્મણ દેહથી મારી સ્તુતિ કરીને મારા ધામને પ્રાપ્ત થયો છે. પૂર્વ જન્મમાં આ એક મહાન વિદ્વાન બ્રાહ્મણ હતો. પણ વિદ્યાના મદમાં સન્તમહાત્માઓનું હંમેશ અપમાન કરતો હતો. એક વખતે સૌદામ્ય નામના ઋષિ એને સન્ત સાધુપુરૂષોનું અપમાન કરવું નહી એમ સમજાવવા લાગ્યા. પણ વિદ્યાના અભિમાનમાં એણે સૌદામ્ય ઋષિનું પણ અપમાન કર્યું. એટલે ઋષિએ ગુસ્સે થઇ શ્રાપ દીધો કે "તૂં મહા મૂર્ખ જડબુદ્ધિવાળો છે. તને હું શ્રાપ આપુ છું કે તૂં જડ-વૃક્ષ થઈ જા. સન્ત મહાત્માઓનું અપમાન કરવાનું ફળ ભોગવી કળિયુગના ૪૨૨૫ વર્ષ પછી ભગવાન દ્વારિકાથી જ્યારે ડંકપુર (ડાકોર) પધારશે ત્યારે એમના ચરણસ્પર્શથી તારી મુક્તિ થશે. ત્યાં સુધી તું જડયોનિમાં રહીશ." તેજ આ બ્રાહ્મણ હતો."

ભગવાનના મુખથી બ્રાહ્મણનો એવો ઇતિહાસ સાંભળીને વિજયસિંહનું હૃદય પ્રેમથી ગદ્ગદ્ થઇ ગયું. અને મનમાં વિચાર કરવા લાગ્યો કે—

"જે ચરણના સ્પર્શ માત્રથી જડ પોતાની જડયોનિથી મુકત થઇ ભગવદ્ધામને પ્રાપ્ત થાય છે, તે ચરણની પવિત્ર રજથી હવે મારૂં ઘર પવિત્ર થશે. મારૂં કુળ કૃતાર્થ થશે. મારૂં જીવન સફળ થશે" એમ ભકિત પૂર્ણ વિચાર પ્રવાહમાં આનંદ માનતો ભગવાનની માયાથી નીંદ્રાધીન થઇ ગયો.

ત્રણ પ્રહર રાત્રિ ગઈ હશે કે એક લીંમડાના ઝાડ નીચે* ગાડુ ઉભુ રાખીને ભગવાને ભકતને જગાડયો અને પૂછ્યું કેઃ—

"ભકત વિજયસિંહ! કહો, અહીંથી તમારૂં ગામ કેટલે દૂર અને કઈ દિશામાં છે?"

વિજયસિંહ આશ્ચર્ય સાથે જુવે છે કે તે પોતાના ગામ પાસે સીમલોજમાં આવી પહોંચ્યો છે. ભગવાનની આ અદ્ભુત લીલાથી પ્રેમાર્દ્ર થઇને, હાથ જોડી નમ્ર ભાવે વિજયસિંહે પ્રાર્થના કરી કેઃ—

"હે પ્રભુ! તમો સર્વાન્તર્યામી છો. મારૂં ગામ અને મારી ઝુંપડી કયાં છે, એ તમારાથી અજાણ્યું નથી, છતાં પોતાના ભકતોની પ્રતિષ્ઠા વધારવા માટે તમારી આ લીલા છે. હે ભગવાન! અહીંથી ઉત્તર દિશામાં એક ગાઉના અંતરે મારૂં ગામ છે. લાઓ, રાસ હવે મારા હાથમાં આપો અને તમો પોતાના મૂળ સ્વરૂપમાં થઇ બિરાજો."

*અહીં ભગવાનની ચરણપાદુકા સ્થાપિત છે. પાસેજ બિલ્વેશ્વર મહાદેવજીનું પ્રાચીન સ્થાન છે. —લેખક

એમ કહી-વિજયસિંહે બળદોની રાસ પોતાના હાથમાં લીધી અને ભગવાન પોતાના મૂળ સ્વરૂપમાં થઈ ગયા.

ત્રિકાળજ્ઞ ડંકમુનિને પ્રભુ આગમનની ખબર પડી ગઇ. એટલે તેઓ પોતાની સંતમંડળી સાથે, ભગવાનના સ્વાગત માટે આગળ આવ્યા. અને મૂર્તિ સ્વરૂપ ભગવાન શ્રી દ્વારિકાધીશનાં દર્શન કરી કૃતાર્થ થયા. તથા પૂજન અર્ચન કરીને, ભગવાનના ચરણે સાષ્ટાંગ પડીને પ્રાર્થના કરી કે:—

**नाम संकीर्त्तनं यस्य, सर्व पाप प्रणाशनम् ।**
**प्रणमो दुःख शमनस्तं, नमामि हरिं पदम् ॥**

હે પ્રભુ! જેમના નામનું સંકીર્ત્તન તમામ પાપોનું નાશ કરનારૂં છે. જેમના ચરણમાં પ્રણામ કરવાથી સર્વ દુઃખ નાશ પામે છે. એવા તમો સર્વોપરિ શ્રીહરિના ચરણમાં અમારા પ્રણામ સ્વીકાર હજો.

ડંકમુનિની પ્રાર્થના સાંભળીને ભગવાને મૂર્તિસ્વરૂપમાંથી પ્રત્યક્ષ થઇ કહ્યું કે:—

"હે મુનિ! પૂર્વયુગમાં તમારાથી મેં જે પ્રતિજ્ઞા કરી હતી, તેની આ પૂર્તિ છે. હવે હું સર્વ કાળ માટે તમારા આશ્રમમાં રહેવા આવ્યો છું." એમ કહી લીલાસ્વરૂપ ભગવાન ફરી મૂર્તિસ્વરૂપમાં થઇ ગયા. ડંકમુનિ સિવાય આ ગુપ્ત રહસ્યની કોઈને ખબર પડી નહી.



# પ્રકરણ ૬ ઠું

"सर्वस्मादधिकः स्नेहो भक्तिरित्युच्यते बुधैः ॥"

સહુથી અધિક પ્રેમ ભગવાનના ચરણમાં થવો એને જ બુદ્ધિમાન લોક ભકિત કહે છે.

× × × ×



## અધિર પ્રતીક્ષ

ભકત વિજયસિંહ ભગવાનનો જેમ અનન્ય ભકત હતો, તેવાંજ ભકતની પત્નિ ગંગાબાઈ પણ ભગવાનની પરમ ભકતા હતી. જ્યારથી વિજયસિંહ દ્વારિકા ગયા, ત્યારથી ભગવાનના આગમનની રાહ જોતાં ગંગાબાઈ ખાવુંપીવું બધું ભૂલીને "ભગવાન આવતા હશે અથવા હવે આવશે" રાતદિવસ એજ વિચારમાં રહેવા લાગ્યાં. ભગવાનના આગમનની ખુશી ખુશીમાં ઘર દ્વાર બધું સાફ કરીને જ્યાં ત્યાં તુલસી અને પુષ્પના છોડવા રોપી દીધા છે. ભગવાનને પધરાવવા માટે માટીનું એક સુંદર સિંહાસન બનાવીને, કેળના થાંભલા અને લતાતોરણોથી ઘરને મંગલમય બનાવી દીધું છે.

હવે જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમતેમ નાના પ્રકારના વિચારો મનમાં આવવા લાગ્યા. "હજુ સુધિ ભગવાન કેમ આવ્યા નહીં? આટલી વાર કેમ થઈ? ભકત અથવા ભગવાનને અગર તો ભકત અને ભગવાન બન્નેને દ્વારિકાના લોકોએ પકડી તો નથી લીધા? અથવા માર્ગમાં કંઇ અનિષ્ટ બનાવતો નથી બન્યો?" એમ અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પમાં ગંગાબાઇની ક્ષણેક્ષણ સમય યુગ સમાન જવા લાગી.

આજે અરધીરાત ચિંતામાંજ ગઇ. અરધીરાત પછી સહેજ ઉંઘ આવી કે સ્વપ્નમાં ગંગાબાઈને ભગવાનનાં દર્શન થયાં સ્વપ્નમાં ગંગાબાઇ જુવે છે કે ભકત ગાડીમાં ઉંઘી ગયા છે અને ભગવાન પોતે સારથી બન્યા છે. ગાડાના દુર્બળ બળદ પવનવેગે દોડી રહ્યા છે. એટલામાં નિંદ્રા થઈ. એટલે ગંગાબાઇનું મન વધુ ચંચળ થઈ ગયુ. થોડા સમય પછી દૂરથી કોઈ ગાડું આવતું હોય એવો અવાજ સંભળાયો અવાજ સાંભળીને નિશ્ચય થયો કે "જરૂર ભગવાનનજ સવારી આવે છે." એટલે જલદીથી ઉઠીને સ્નાન વિગેરેથી પરવારી ગયાં અને પૂજનની બધી સામગ્રી એકત્ર કરવા લાગ્યાં. એટલામાં જુવે છે કે ભગવાનને લઇને ભકત આવી ગયા. પતિનો મનોરથ પૂર્ણ થયેલો જોઇને ગંગાબાઇના હર્ષનો પાર ન રહ્યો જલદીથી મંગળ કળશ સહિત પૂજની સામગ્રી લઇને [illegible] ભગવાનને સામાં ગયાં અને શ્રદ્ધાપૂર્વક પરમેશ્વર અને પતિની પૂજા કરીને બન્નેને વંદન કર્યું.

# પ્રકરણ ૭ મું

"भक्तामे यत्र तिष्ठन्ति, सदेशः स्तोत्य एव च ॥"

મારા ભકતો જ્યાં નિવાસ કરે છે તેજ દેશ પ્રશંસનીય છે. —ભગવાન

× × × ×



## પૂર્ણિમાનો પ્રાતઃકાળ

ભકત વિજયસિંહની ભકિતના પ્રતાપે, ડંક-મુનિનું ડંકપુર, હવેથી ભગવદ્ધામ સ્વરૂપ થઈ ગયું. આખા દેશમાં આ શુભ સમાચાર વિજળીનાવેગે પહોંચી ગયા કે ભકત વિજયસિંહ (બોડાણા)ની ભકિતના પ્રતાપે દ્વારિકાધીશ ભગવાન, દ્વારિકાનો ત્યાગ કરી ભકતની સાથે ડાકોર પધાર્યા છે. તેથી ભકત અને ભકત વત્સલ ભગવાનના દર્શન માટે દૂર દૂરથી લોકો આવવા લાગ્યા.

જે લોકો તર્કવાદી હતા તેઓ આ બનાવ ઉપર નાના પ્રકારના તર્કો કરવા લાગ્યા કે:—

"કળિયુગમાં એ બિલકુલ સંભવ નથી કે ભગવાનને દ્વારિકાથી કોઈઅહીં લાવી શકે." કોઈ કહે કે:—

"જુનું ભાગલું ગાડું અને મુર્દાલ જેવા બળદોને લઇને ગયે હજુ ૧૦, ૫ દિવસ પણ થયા નહીં હોય કે એટલામાં દ્વારિકા જઇને પાછા આવી જવું એ બનેજ નહીં. એ ખોટું તુત છે." કોઈ કહે કેઃ—

"ગપ્પાં જોડી કાઢવા માટે કંઇ શાસ્ત્ર ભણતરની જરૂર નથી. વિજયસિંહે જ્યારે જોયું કે હાથમાં તુલસી વાવવાથી અને વારંવાર દ્વારકાની યાત્રા કરવાથી લોકો ઉપર મારો કંઇપણ પ્રભાવ પડયો નહીં, તેમજ મારી ભક્તિની દુકાનદારી ચાલી નહીં, એટલે એને પોતાની મહત્તા વધારવા માટે આ એક નવીન યુકિત ખોળી કાઢી છે. કોઇનું ભાગ્યું તુટયું ગાડું અને મુર્દાલ જેવા બળદ લઈને દ્વારિકાના નામથી અહીં પાસેના કોઇ ગામમાં જઇ કોઈ જુના મંદિરની અપૂજ્ય મૂર્તિ ઉઠાવી લાવ્યો હશે અને અહીં ગપ ઉડાવી દીધી છે કે મારી સાથે સાક્ષાત્ દ્વારિકાધીશ ભગવાન આવ્યા છે. પણ જે મુર્ખા હોય તેજ આવાં ગપ્પાં ઉપર વિશ્વાસ લાવશે. અરે જ્યાં રાજ્યનો મજબુત બંદોબસ્ત છે, તે મંદિરમાંથી મૂર્તિને લઇ આવવું શું એ છોકરાંની રમત છે?" ઇત્યાદિ અનેક પ્રકારની કલ્પના કરવા લાગ્યા અને જે લોકો વિચારવાન હતા, જેઓને ભગવાનના ચરિત્રનું જ્ઞાન હતું તેઓને ભક્ત અને ભગવાનના ચરિત્રમાં લેશ પણ સંદેહ થયો નહીં.

ધીમે ધીમે જેમ જેમ આ સમાચારનો પ્રચાર થતો ગયો તેમ તેમ દૂર દૂરથી હજારોની સંખ્યામાં લોક ભગવાનના

દર્શન માટે ડાકોર આવવા લાગ્યા. તથા ભગવાનનો મંગળમય દર્શનથી પાવન થવા લાગ્યા. ભક્ત બોડાણાની ઝુંપડી "ભગવદ્ધામ બની ગઈ *

× × × ×

ભકત વિજયસિંહની ભક્તિરૂપી ઋણથી મુકત થવા માટે ભગવાન શ્રીદ્વારિકાધીશ દ્વારકાનો ત્યાગ કરીને ડાકોર પધાર્યા અને અહીં "રણછોડ' × નામથી પ્રસિદ્ધ થયા.

---

*रमायुतो यो वर मंदिरे वसन-

समर्चितार्ध्यां पर भोग सेवया ।

स एव देवो निखिलाघ मोचनोऽ

धुना पुरे डाकुर आस्त उत्सुकः ॥

(गोमतिपुराण अ० २३)

વૈકુંઠમાં લક્ષ્મી સહિત શ્રેષ્ઠ મંદિરમાં નિવાસ કરનાર, સુપૂજિત ઉત્તમોત્તમ ભોગોથી સેવિત–તેજ અખિલ પાપોના વિનાશક ભગવાન શ્રીલક્ષ્મીપતિ ડાકોર પધાર્યા છે.

×देवासुरारणं चक्रुरमृतार्थं पयोनिधेः ।

तीरं तं छोड्यामास रणच्छोडस्ततो हरिः ॥

(गोमतीपुराण अ० २२)

અમૃત માટે દેવ અને રાક્ષસોમાં જ્યારે યુદ્ધ થયું ત્યારે મોહની સ્વરૂપે ભગવાને યુદ્ધનો અંત કર્યો હતો અર્થાત ભગવાને દેવતા અને રાક્ષસોને રણ (યુદ્ધ)થી છોડાવ્યા હતા, ત્યારથી ભગવાનનું નામ "રણછોડ" પડયું



## પ્રકરણ ૮ મું

अमन वनान्ते नव पंजरोषु,
न षट्पदो गन्ध फलीम जिघ्रत ।
सा किं न रम्या ? स च किं न रत्ना ?
बलीयसी केवलमीश्वरेच्छा ॥

ઉપવનમાં નવી–નવી મંજરિઓ ઉપર ભ્રમણ કરનારા ભ્રમરાએ ચંપાની સુગન્ધી લીધી નહીં. શું તે (મંજરિઓ) રમણીય હતી ? અથવા ભ્રમરો રમણ કરનારા ન હતા ? નહીં, ખરું જોતાં કેવળ ભગવાનની ઇચ્છા પ્રબળ છે.

× × × ×

### દ્વારિકામાં હા ! હા ! કાર



જે પૂર્ણિમાનો પ્રાતઃકાળ ડાકોર માટે ઉત્સવનો દિવસ હતો તે પૂર્ણિમાનો પ્રાતઃકાળ દ્વારિકા માટે શોક અને સંતાપનો દિવસ હતો.

પૂર્ણિમાની સવારે દ્વારિકાના ગુગલી (પુજારી) ભગવાનની પૂજા માટે મંદિરમાં પ્રવેશ કરે છે, તો આશ્ચર્યની સાથે તેઓ જુએ છે કે નિજમંદિરનાં દ્વાર ખુલ્લાં છે. મોટાં

મોટાં તાળાંઓ અને મજબુત જંજીરો બધાં તુટીને જુદાં પડયાં છે. મંદિરમાં ભગવાનની મૂર્તિ નથી. આ જોઇને ગુગલી લોકોના હોશ ઉડી ગયા. "આ શું થયું? કોણે કર્યું? મૂર્તિ કયાં ગઇ? હવે શું થશે? રાજાને કાને વાત જશે ત્યારે આપણી શી દશા થશે?" આવા અનેક વિચારમાં બધા પડી ગયા. મંદિરના ખુણેખુણે તપાસ કરી પણ મૂર્તિનો કે લઈ જનારના પગલાંનો કંઇ પણ પત્તો લાગ્યો નહીં. થોડીજવારમાં આખી દ્વારિકાપુરીમાં આ વાત પ્રસરી ગઇ. રાજાના કાને જ્યારે આ વાત ગઈ ત્યારે તે તરતજ મંદિરમાં આવ્યો અને બહુ બારીકીથી આ ઘટનાને તપાસી, પણ "ચોર કોણ છે? કેવી રીતે આ બધું બન્યું" એનો કંઈપણ પત્તો લાગ્યો નહીં.

જે લોકોને વિજયસિંહ ઉપર સંદેહ હતો, તેઓએ વિજયસિંહની યાત્રાની બધી હકીકત કહી, તેની શોધ કરાવવાની સલાહ રાજાને આપવા લાગ્યા. અને ભારપૂર્વક કહેવા લાગ્યા કેઃ—

"જરૂર આ કામ વિજયસિંહનુંજ છે. ભકતના વેષે ઘણા વર્ષોથી એ અહીં આવતો હતો અને બધો ભેદ જાણીને તેણેજ પોતાની સંગઠિત ટોળી માર્ફત આ બધું કરાવ્યું છે માટે હવે વધુ વિચાર કરવાનો સમય નથી, જલદીથી એની તપાસ કરાવવી જોઇએ ચારે દિશામાં ફોજ મોકલાવી જ્યાં મળે ત્યાંથી એને પકડી મંગાવવો જોઇએ હજુ એ માર્ગમાંજ હશે. માટે વિલંબ કરવો ઠીક નથી."

લોકોની આવી સલાહ સાંભળીને રાજાએ તરતજ વિજયસિંહના ઉતારાની તપાસ કરાવી. ઉતારામાં તેનો પત્તો નહીં લાગવાથી રાજાને ખાત્રી થઈ કે જરૂર આ કામ વિજયસિંહનું જ છે. તેથી તેણે તરતજ ચારે દિશામાં પોતાની ફોજને રવાના કરી, અને પોતે થોડી સેના અને ગુગલી (પુજારી) લોકોને સાથે લઈ ડાકોર તરફ રવાના થયો. જયાં ત્યાં માર્ગમાં શોધ કરતાં કરતાં ૧૪ મા દિવસની સાંજે આ દળ ડાકોર પાસે સીમલોજ ગામની સીમમાં આવી પહોંચ્યું.



# પ્રકરણ ૯ મું

एको यदात्रजति कमपुरः सरोऽयम्
विश्राम वृक्ष सदृशः खलु जीव लोकः ।
सायं सायं वाम वृक्षं समंतः
प्रातः प्रातस्तेन तेन प्रयान्ति ॥

જેમ સાંજના સમયે બધાં પક્ષિઓ રાત્રિના વિશ્રામ માટે એકજ વૃક્ષ ઉપર એકત્ર થાય છે અને સવાર થતાં તેઓ ઉડી જાય છે. તેવુંજ આ સંસારરૂપી વૃક્ષ ઉપર મનુષ્યો પોતાનાં કર્મવશાત એકત્ર થાય છે અને પોતાનાં પ્રારબ્ધના ભોગને ભોગવીને, પોતાના કર્માનુંસાર એક એક કરીને બધાં જતાં રહે છે

× × × ×

## ભગવાનની આજ્ઞા

સર્વંઘટવાસી ભગવાન શ્રીરણછોડરાયથી કોઈ વાત અજાણી ન હતી દ્વારિકામાં શું થયું અને હવે શું થશે તેમજ મારી શોધમાં દ્વારિકાવાસિઓનું દળ ક્યાંસુધી આવ્યું છે ? આ બધું ભગવાન જાણતા હતા. તેથી ભકતને સાવધાન કરવા માટે ભગવાને ભકતને આજ્ઞા કરી કેઃ—

"હે ભકત વિજયસિંહ ! મને લાગે છે કે મારી અને તમારી શોધમાં દ્વારિકાનો રાજા પોતાની ફોજ સાથે ડાકોર નજીક આવી પહોંચ્યો છે. રાજાની સાથે ગુગળી લોકો પણ છે. સંભવ છે કે એ લોકો મારા માટે અહીં યુદ્ધ પણ કરે. આ લોકોનો સામનો કરી શકે એવી શકિત ડાકોરવાસિઓમાં નથી. માટે મારી તમને સલાહ છે કે તમો મને હાલનેહાલ ગોમતિમાં છુપાવી દો. અને કાલે સવારે દહીંથી ભરેલી એક માટલી લઈ તમો રાજાની મંગલ કામના માટે એની સામે જાઓ. અગર મુર્ખતાવશ કોઈ તમારા ઉપર આક્રમણ કરે તો તમો વીરતાપૂર્વક તેનો સામનો કરજો, એમ કરવામાં અગર તમને વીરગતિ પ્રાપ્ત થાય, તો તમો મારા ધામમાં જશો. મારી અથવા ગંગાબાઈની તમો લેશ પણ ચિંતા કરશો નહીં. અહીં બધું સારૂંજ થશે."

ભગવાનની આવી આજ્ઞા સાંભળીને વિજયસિંહ રાજી થયો. તેની ધર્મ પત્ની ગંગાબાઈએ પણ પતિને ભગવાનની આજ્ઞા પાલન કરવા માટે પ્રોત્સાહન આપ્યું. તેથી વિજયસિંહનું મન વધું ઉત્સાહિત થયું. અને ભગવાનની આજ્ઞાનુસાર ભગવાનને ગોમતિમાં સિલાઓથી સુરક્ષિતસ્થાનમાં પધારાવીને, પોતે દહીંના માટલી સાથે લઈને, સુર્યોદય પહેલાં દ્વારકાંવાસિઓના મુકામ તરફ પ્રયાણ કર્યું.

**ભુલભરી હત્યાઃ—**

પ્રાતઃકાળ જેવા સુકોમળ સુહાવના સમયમાં, ભગવાનના નામનું ઉચ્ચારણ કરતો વિજયસિંહ ડાકોરની

રહ વટાવીને જેવો કંઈક આગળ વધે છે કે સામેથી થોડાક સૈનિકો આવતા નજરે પડયા સામેથી સૈનિકોની પણ નજર વિજયસિંહ ઉપર પડી એટલે "ચોર ચોર" કહીને સૈનિકો વિજયસિંહને પકડવા ધસી આવ્યા. એટલામાં એક સૈનિકે ભાલાથી વિજયસિંહ ઉપર ખુની હુમલો કર્યો. માથા ઉપર ભાલાનો પ્રાણઘાતક પ્રહાર થવાથી વિજયસિંહ જમીન ઉપર પડી ગયો અને ત્યાંજ તેનું મરણ નિપજ્યું. વિજયસિંહની આ વીરગતિ જોઇ અન્તરિક્ષથી દેવતાઓ એ વિજયસિંહ ઉપર પુષ્પ વરસાવ્યાં. ભગવાનના દૂતોએ જય-જયકાર કરી. અને પુષ્પ સજ્જિત વિમાનમાં બેસાડીને ભગવાનના ધામમાં લઇ ગયાં.

ભક્તની આ ખબર જ્યારે રાજા પાસે પહોંચી, તો તેને બહુજ ખેદ થયો. તેણે પોતાની સાથે આવેલા ગુગલિઓને કહ્યું કેઃ—

" આ ખોટું થયું. આ ભૂલભરી હત્યાનું પરિણામ આપણી કાર્ય સિદ્ધિમાં બંધનરૂપ થઇ પડશે. ભગવાનની મૂર્તિ કયાં છે ? અહીં કેવી રીતે લાવ્યો ? એના સહાયક બીજા કોણ છે ? એ બધી માહિતી મેળવ્યા સિવાય, એની હત્યા કરવામાં આવી છે. એ કોઇપણ દૃષ્ટિએ યોગ્ય થયું નથી. એનું અનિષ્ટ પરિણામ આપણા ઉપર આવશે"

આ તરફ, ડાકોરમાં જ્યારે આ સમાચારની જાણ થઇ તો આખા ડાકોરમાં શોકની લાગણી છવાઈ ગઇ. ગંગાબાઈનું મન પતિવિયોગથી ચંચળ થઇ ગયું. તેઓ તેજ સમયે

પતિના અંતિમ મુખ દર્શન માટે, ઘેરથી નિકળી પડયાં. તેમની પાછળ ડાકોરની આખી પ્રજા નિકળી પડી. અને ભકતના અંતિમ દર્શન માટે લોકો પડાપડી કરવા લાગ્યા બધાએ પોતાની પ્રેમાંજલિ ભકતને અર્પણ કરી. તથા ભકતની સ્મશાનયાત્રા બહુ ધામધુમથી કાઢવામાં આવી. ગોમતિજીના તટ ઉપર* ભકતને જ્યારે અગ્નિસંસ્કાર દેવાનો સમય આવ્યો ત્યારે લોકોએ આશ્ચર્ય સાથે જોયું કે ગંગાબાઇ કેસરિઆ વેષમાં હસતા મુખથી ચિતા પાસે ઉભાં છે. અને લોકોને ધીરજ આપી રહ્યાં છે કેઃ—

"હે ભાઈઓ! આ નાશવાન દેહ માટે શોક કરવો વ્યર્થ છે. એક દિવસ બધાંનો એજ રસ્તો છે. આજે નહીંતો કાલે આ શરીરનો નાશ થવાનોજ હતો. ભગવાનનો ઉપકાર માનો કે જેઓએ મારા પતિને આવી માનભરેલી વીરગતિ આપી છે" આટલું કહેતાં ગંગાબાઇની આંખમાંથી પતિપ્રેમનાં આંસુ ભરાઇ આવ્યાં. ચિતા ઉપર આંસુનાં બુંદ પડતાંજ ચિતા આપોઆપ પ્રજ્વલિત થઇ ગઈ એ જોઇને લોકોએ અત્યન્ત શ્રદ્ધાની સાથે "સતિ ગંગાબાઇની જય"ના ગગનભેદીઅવાજથી સ્મશાનભૂમિને ગુંજાવી દીધી અને ભક્તની પ્રજ્વલિત ચિતાની સાક્ષીમાં બધાએ પ્રતિજ્ઞા કરી કેઃ—

"રાજા ડાકોર ઉપર ચઢાઈ કરશે તો અમો પ્રાણ રહેતા સુધી તેનો સામનો કરીશું તથા ગંગાબાઇની તેમજ ભગવાનની દરેક પ્રકારે રક્ષા કરીશું."

*આ સ્થાન રાધાકુંડના નામથી પ્રસિદ્ધ છે.

**જખમી ભગવાનઃ—**

સ્નાનાદિક કરીને બધા લોકો જ્યારે જતા રહ્યા. ત્યારે ગંગાબાઇએ સ્નાન કરીને ભગવાનના દર્શન માટે ગોમતિજીમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરીને તેઓ જુવે છે કે ગોમતિનું જળ ધીમેધીમે રાતું થતું જાય છે. આ વિચિત્રતા જોઇને ગંગાબાઇ બહુ આશ્ચર્ય પામ્યાં અને વિચાર કરવા લાગ્યાં કેઃ—

"ગોમતિનું જળ રકતવર્ણુ કેમ થતું જાય છે ? જળમાં રાતદિવસ આનંદ કરનારા જીવ જંતુઓ ભયભીત થઇને ગતિહીન કેમ થઇ ગયાં છે ? શું ડાકોરને અસહાય અને સુનું જોઇને દ્વારિકાવાસિઓ ડાકોર ઉપર ધસી તો નથી આવ્યા ? અથવા આ કોઈ દૈવી કોપતો નથી ?"

આવી અનેક કુશંકાઓથી અધીર થઇને જયાં ભગવાનની મૂર્તિ હતી ત્યાં જઇને જુવે છે કે ભગવાનના મસ્તક ઉપર એક ઘા થયેલો છે. તેમાંથી પુષ્કળ પ્રમાણમાં રકત નીકળી રહ્યું છે. ભગવાનની આવી સ્થિતિ જોઇને ગંગાબાઇનું હૃદય કરૂણાથી ભરી આવ્યું. બહુ નમ્રતાપૂર્વક ભગવાનને પ્રાર્થના કરી કેઃ—

"હે પ્રભુ ! કહો, આ શું થયું ? કયાં નિર્દયી એ તમારી આ દશા કરી છે ? આવો, બહાર આવો. હું મારો પાલવ ફાડીને ઘા ઉપર પાટો બાંધી દઉં" એમ કહીને ગંગાબાઇ જેમ પોતાનો પાલવ ફાડવા જાય છે કે ભગવાન રોકે છે અને ઉપદેશ દે છે કેઃ—

"દેવિ ! એમ શોક કરવો યોગ્ય નથી. આ બધું

મારી ઇચ્છાથી થયું છે. રાજ સૈનિકના ભાલાપ્રહારના કઠિન કષ્ટથી ભક્તને બચાવવા માટે, મેં મારા માથા ઉપર ઝીલવા જતાં આ ઘા થયો છે. તમો એનું દુઃખ કરશો નહીં. મારા ભક્તોની રક્ષા માટે એથી પણ વધું મને શોષવું પડે તો તે સહન કરવા માટે હું સમર્થ છું. જાઓ, મારી ચિંતા રાખ્યા સિવાય તમો પતિનું સૂતક પાલન કરો. મારી પૂજાની તમો ચિંતા કરશોનહીં. મારા અહીં રહેવાથી ગોમતિમાં સર્વ તીર્થોનો વાસ છે. દેવતા લોક આવીને આ તીર્થ જળથી મારી પૂજા કરશે. દ્વારિકાવાસિઓને કદાચ મારી ખબર પડશે તો તે લોકો મારા દર્શન માટે હઠ પકડશે હું એ ભક્ત દ્રોહિઓને દર્શન આપવા ઇચ્છતો નથી માટે મારી આ ખબર કોઇને કહેશો નહીં."

ગંગાબાઇ—"ભગવાન! તમારી દૃષ્ટિમાં સૌ સરખાં છે. એ લોકો એ ભૂલ કરી તો દયા કરીને ક્ષમા આપવી જોઇએ."

ભગવાન—" તમારૂં કહેવું સત્ય છે. પણ મારા ભક્તની હત્યાનું પાપ જ્યાંસુધી એમના શોકાગ્નિમાં બળીને ભસ્મ નહીં થાય, ત્યાંસુધી એ લોકો મારા દર્શનના અધિકારી નથી."

ભગવાનનો આવો નિશ્ચય સાંભળીને ગંગાબાઇને સન્તોષ થયો અને ભગવાનની આજ્ઞાનુસાર પોતે ઘેર આવીને એકાન્ત પૂર્વક રહેવા લાગ્યાં. જળ ઉપર જે રક્ત છવાયું હતું તેની એક સિલા બની ગઇ.*

*આ શિલા ઉપર ગોમતિજીમાં ભગવાનનાં પગલાં સ્થાપિત છે.—લેખક

# પ્રકરણ ૧૦ મું

"लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ॥
येषामिन्दीवरः श्यामो हृदयस्थो जनार्दनः ॥"

જેના હૃદયમાં શ્યામસુંદર જનાર્દન ભગવાનનો નિવાસ છે, તેનો કોઈ કાળે પરાજય નથી. સર્વત્ર લાભ અને એનો સર્વત્ર વિજયજ છે.

× × × ×



## નિષ્ફળ પ્રયત્ન

ભક્ત વિજયસિંહના મૃત્યુથી ડાકોરવાસિઓ બહુ ચિંતામાં પડી ગયા. ભગવાનની મૂર્તિ ક્યાં છે ? અને તે કેવી રીતે પ્રાપ્ત થશે ? એ વિચારમાં પહેલા દિવસની રાત ગઇ. બીજે દિવસે સવારે "ડાકોરમાં પ્રવેશ કરવું તથા ભગવાનની મૂર્તિ માટે એકે એક ઘરમાં ફરીવળવું અને એમ કરતાં જો યુદ્ધનો પ્રસંગ આવેતો લડીલેવું" એમ નિશ્ચય કરી, સેના સાથે પાળા લોકોએ ડાકોરમાં પ્રવેશ કર્યો.

રાજસેનાને ડાકોરમાં પ્રવેશ કરતાં જોઇને ડાકોર-વાસિઓ સાવધાન થઇ ગયા. અને પ્રાણ રહેતા સુધી

ગંગાબાઈની તથા ભકતના ઘરની રક્ષા કરવાનો નિશ્ચય કરીને યુદ્ધના શસ્ત્રોથી સજ્જ થઈ બધા ભકતના ઘર આગળ આવીને જમા થયા.

રાજસેનાએ એકેએક ઘરની ઝડતી લીધી પણ ભગવાનની મૂર્તિનો પત્તો લાગ્યો નહી. એટલે ભકતના ઘર તરફ વળ્યા. પોતાના તરફ સૈનિકોને આવતા જોઈ ડાકોર-વાસિઓનું સશસ્ત્ર દળ સામનો કરવા માટે ઉભું થઇ ગયું. અને ભકતના ઘર તરફ જતાં રાજસૈનિકોને અટકાવ્યા. એટલે બોલાચાલી થઇ! પરિણામમાં યુદ્ધનો પ્રસંગ આવી ગયો. જોતજોતામાં યુદ્ધનાં શસ્ત્રો ઉછળવા લાગ્યાં. ધનુષના ટંકાર અને બાણોંના સનસનાટથી ડાકોરનું શાન્ત વાતાવરણ ભીષણ યુદ્ધનાદથી ભયંકર બની ગયું. ડાકોરમાં હાહાકાર છવાઇ ગયો. યુદ્ધનો ભયંકર કોલાહલ સાંભળીને ગોવાળિઆના પેલા બે બળદો જે ભગવાનની સ્વારી માટે દ્વારિકા ગયા હતા તેઓ ખીલો તોડીને નાઠા અને પોતાની દુર્બળતાના કારણે ગોમતિતટ ઉપર આવીને પડી ગયા. પડતાં સાથેજ બન્નેનું મરણ થઇ ગયું. ભગવાનની કૃપાથી શાપમુકત થઇ બન્ને ભગવાનના ધામમાં ગયા.

એટલામાં એક ભીલના બાણથી ગોમતિતટ ઉપર વડવૃક્ષની ઉપર બેઠેલા એક કાગડાનું મૃત્યુ થયું. તેની પણ ગોમતિજીમાં પડવાથી મુકિત થઈ અને શાપથી મુકત થઈ તે ભગવાનના ધામમાં ગયો. એ કાગડો પેલો નીલકંઠ

બ્રાહ્મણ હતો જેને સોમેશ અને શ્રીકંઠને બળદ થવાનો શાપ આપ્યો હતો.

યુદ્ધની ભીષણતા ક્રમેક્રમે વધવા લાગી. જો કે ડાકોરની સેના યુદ્ધકળામાં પ્રવીણ ન હતી, છતાં ભગવાનની કૃપાથી એમનું યુદ્ધબળ અખંડ હતું. યુદ્ધની ભીષણતા જોઈને ગંગાબાઈથી રહેવાયું નહીં. તેઓ ધૈર્યપૂર્વક બહાર આવ્યાં અને ડાકોરવાસિઓને સંબોધીને કહેવા લાગ્યાં કેઃ—

"ભાઈઓ ! બસકરો. યુદ્ધકરવાની બિલકુલ જરૂર નથી. ભગવાન આપણા સહાયક છે, તો વગર યુદ્ધે આપણો સર્વદા વિજય છે. તમારા આ યુદ્ધશસ્ત્રોને નીચે મુકી દો."

ગંગાબાઈની આજ્ઞા સાંભળીને બધા ગંગાબાઈ તરફ જોવા લાગ્યા. એટલે ગંગાબાઈએ ફરી કહ્યું કેઃ—

"મારા વીર બંધુઓ ! દ્વારિકાવાસિઓ અહીં આવ્યા છે એટલે તે આપણા મહેમાન તરીકે છે. આપણો ધર્મ છે કે આપણે એમનું યુદ્ધથી નહીં, પણ પ્રેમથી સ્વાગત કરીએ. અગર એ લોકો ભગવાનની મૂર્તિની શોધ માટે મારા ઘરની તપાસ કરવા માગે છે તો એમાં ભય અથવા શંકાનું કોઈ કારણ નથી દ્વારિકાવાસિઓને હું પ્રસન્નતા-પૂર્વક મારા ઘરમાં પ્રવેશ કરવાની છુટ આપું છું."

ગંગાબાઈની આવી ઉદાર અને વિવેકપૂર્ણ વાણી સાંભળીને ડાકોરના લોકોએ પોતાનાં હથિયારો નીચે મુકી દીધાં એટલે દ્વારિકાવાસિઓ પણ શાન્ત થઈ ગયા. અને

નમ્રતાપૂર્વક ગંગાબાઈને પ્રણામ કરીને, ગંગાબાઈના ઘરમાં મૂર્તિની શોધખોળ કરી. પણ કંઈ પત્તો લાગ્યો નહીં છેવટે નિરાશ થઈ જેને તેને પૂછવા લાગ્યા કે:—

"ભાઈ! મહેરબાની કરીને બતાવો કે ભગવાનની મૂર્તિ ક્યાં છે? અમો દ્વારિકાવાસિઓના જીવન પ્રાણ એક માત્ર ભગવાનની એ મૂર્તિ જ છે." આવી દીન વાણી સાંભળીને લોકોને દયા આવી, એટલે ગંગાબાઈએ કહ્યું કે:—

"ભાઈઓ! સંતાપ કરવાની જરૂર નથી. ભગવાનની મૂર્તિ ગોમતીમાં છે. જો તમારામાં ખરી શ્રદ્ધા હોય તો લઈ જાઓ." ગંગાબાઈના મુખથી આવું સાંભળીને દ્વારિકાવાસિઓ ઘણા આનંદથી પોતાના રાજા પાસે જઈને બધી હકીકત કહી. અને રાજાને લઈ બધા ગોમતી ઉપર આવ્યા ગુગલી લોકોએ મૂર્તિને કાઢવા માટે ગોમતીજીમાં પ્રવેશ કર્યો. પણ વ્યર્થ થયું. પ્રથમ એક એક કરીને પછી સાથે મળીને જોર કર્યું, પણ મૂર્તિ એક તસુ પણ ખસી નહીં. એટલે નિરાશ થઈ બધા બહાર આવ્યા. બધાના ચહેરા ફીકકા પડી ગયા. રાજાને ઘણો પસ્તાવો થયો. તે મનમાં ને મનમાં પોતાનું મૃત્યુ ઇચ્છવા લાગ્યો. સત્ય છે "सम्भावितस्य चा कीर्तिमरणादतिरिच्यते" આબરૂદાર માણસ માટે અપકીર્તિ એ મરણથી અધિક છે. બધા પોતાના મુકામ ઉપર પાછા આવ્યા. રાત્રે બધાંને ભેગા કરીને રાજાએ કહ્યું કે:—

"ભાઈઓ! ભગવાનની મરજી દ્વારિકા આવવાની

નથી, માટે પાછા ફરવામાં જ હવે આપણી પ્રતિષ્ઠા છે."

આવું સાંભળીને ગુગળી લોકોએ કહ્યું કે:—

"ઠીક છે! તમો પ્રજાના પતિ છો, માટે પ્રજાની રક્ષા ખાતર તમો સુખેથી પાછા જાઓ. અમો પાછા ફરવાના નથી. જ્યાં ભગવાનની મૂર્તિ છે ત્યાં જ અમો રહીશું. આ દેહનો ત્યાગ કરીશું, પણ ભગવાનની મૂર્તિને પ્રાપ્ત કર્યા સિવાય અમો પાછા ફરીશું નહીં."

ગુગળી લોકોનો આવો નિશ્ચય સાંભળીને રાજાનું હૃદય પ્રજા વત્સલતાના અભિમાનથી ભરી આવ્યું અને પોતે પણ ગુગળી લોકોની સાથે રહેવાનો નિશ્ચય કર્યો.



# પ્રકરણ ૧૧ મું

यद्धात्रा निज भालपट्ट लिखितं स्तोकं महद्वाधनं ।
तत्प्राप्नोति मरुस्थलेपि नितरां मेरौ स्ततौनाधिकम ॥

ઓછું અથવા અધિક ધન વિધાતાએ ભાગ્યમાં જે લખ્યું છે તે મરૂભૂમિમાં પણ મળશે. તેથી અધિક સુવર્ણના પહાડ ઉપર જવાથી પણ મળવાનું નથી.

× × × ×

## અનશનાગ્રહ

બળ પ્રયોગથી ભગવાનની મૂર્તિને પ્રાપ્ત કરવું અશક્ય સમજીને દ્વારિકાવાસિઓએ અનશન (ઉપવાસ) આરંભ કર્યા. દ્વારિકાવાસિઓના આ અનશનાગ્રહથી ડાકોરમાં એક નવી ચિંતા ઉત્પન્ન થઈ. ગંગાબાઈને કાને આ વાત ગઈ તો તેઓએ આ ધર્મ સંકટનો અંત લાવવા માટે પોતાના કુટુંબિઓને તથા પ્રતિષ્ઠિત આગેવાનોને બોલાવીને દ્વારિકાવાસિઓને ગમે તે રીતે રાજી કરવા માટે આજ્ઞા કરી. પણ હઠે ચઢેલા અનશનાગ્રહિઓ એકથી બે ન થયા. એમ કરતાં ૧૦ દિવસ થયા પણ સુલેહ શાન્તીની સર્વ આશા વ્યર્થ ગઈ એટલે ગંગાબાઈ બહુ દુઃખી થયાં અને મનમાં મુંઝાવા લાગ્યાં.

ભગવાન દ્વારિકાધીશ હંમેશ રાતના વખતે ગંગાબાઈને ત્યાં ભોજન કરવા માટે આવતા હતા. પણ ગંગાબાઈએ હજુ સુધી દ્વારિકાવાસિઓના અનશનાગ્રહની વાત ભગવાનને કરી ન હતી. આજે આ વાત ભગવાનના કાને નાખવી અને જ્યાં સુધી અનશનનો અંત નહિ આવે ત્યાં સુધી પોતે પણ કંઈ ખાવુંપીવું નહીં એમ નિશ્ચય કરીને ગંગાબાઈ ભગવાનના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યાં.

થોડી રાત પછી નિયમાનુસાર ભગવાન ગંગબાઇને ઘેર પધાર્યા. પણ જુએ છે તો ગંગાબાઈ ઉદાસ બેઠાં છે. ફળ આહારાદિકનું કંઈપણ ઠેકાણું નથી. જો કે ભગવાનથી કંઇ પણ અજાણ્યું નથી છતાં અજાણ્યા થઇ ભગવાને પુછ્યું કેઃ—

"કેમ માતાજી ! આજે ઉદાસ બેઠાં છો ? ભોજનનું કંઇ ઠેકાણું નથી, આનું શું કારણ છે ? મને તો આજે બહુજ ભૂખ લાગી છે."

ભગવાનના મુખથી આવી સરળ અને મમતાભરી વાણી સાંભળીને ગંગાબાઈનું હૃદય કરૂણાથી ભરી આવ્યું. સજળ નેત્રોથી ગંગાબાઇએ કહ્યું:—

"હે ભગવા ! તમારાથી કંઇ અજાણ્યું નથી. છતાં તમો પુછો છો તો કહું છું; પણ મારી વાત તમારે માનવી પડશે."

**ભગવાન—હાં, કહો તો ખરાં.**

**ગંગાબાઇ—બસ એજ કે દ્વારિકાવાસિઓને સંતોષ**

આપો. આજ ૧૦ દિવસ થયાં તેઓ તમને પ્રાપ્ત કરવા માટે લાંઘન કરી રહ્યા છે. તેઓનું દુઃખ મારાથી જોવાતું નથી. જેમ દ્વારિકાવાસિઓને સંતોષ થાય અને તેઓ રાજી થઈને પાછા દ્વારિકા જાય એવી કૃપા તેમના ઉપર કરો. એજ મારી નમ્ર પ્રાર્થના છે. જો તમો તેઓની ઇચ્છા પૂર્ણ નહીં કરો તો હું પણ આજથી અન્નજળનો ત્યાગ કરીશ."

ભગવાન–"દેવી ! જેટલાં તમો દયાવાન છો તેટલું જ તમારામાં ભોળપણુ છે. આ અનશનાગ્રહિઓને તમો મારા ભકત માની રહ્યાં છો, પણ ખરી રીતે આ લોકો મારા નહીં પણ પોતાની આજીવિકાના ભક્ત છે. જો તમને મારા કહેવા ઉપર વિશ્વાસ ન હોય તો કાલે તમો કોઈને મોકલીને ધનની લાલચ બતાવી પરીક્ષા કરી લો. પછી તમો કહેશો તેમ કરવા હું ખુશી છું. હવે ચાલો ભોજન કરીએ."

ભગવાનની આવી આજ્ઞા સાંભળીને ગંગાબાઈને કંઈક સંતોષ થયો. ઘરમાંથી દૂધના એક લાડુ લાવીને ભગવાનને આપ્યો. ભાવના ભૂખ્યા ભગવાને લાડુના બે ભાગ કરીને, એક ગંગાબાઈને આપ્યો અને બીજો ભાગ પોતે જમીને નિયમાનુસાર ગોમતીજીમાં જઈ બિરાજ્યા.

## સર્વે ગુણાઃ કાંચનમાશ્રયન્તિ—

સવાર થતાંજ ગંગાબાઈએ ગામના પ્રતિષ્ઠિત મહાજનોને તેડાવ્યા અને તેઓને આજ્ઞા આપી કેઃ—

"હે ભાઇઓ ! દ્વારિકાવાસિઓનું દુઃખ મારાથી જોવાતું નથી. તમો તેઓની પાસે જઇ એક વાર ફરી સમજાવો. અગર તેઓ કંઇ દ્રવ્ય લઇને રાજી થતા હોય તો તેમ પણ કરવાની તમને છુટ છે."

ગંગાબાઇની આવી આજ્ઞા સાંભળીને મહાજન લોકો દ્વારિકાવાસિઓના મુકામે ગયા, અને અનશનનો ત્યાગ કરવા માટે તેઓને દરેક રીતે સમજાવ્યા પણ તેઓ રાજી થયા નહી. એટલે મહાજનોએ લાલચ આપી કેઃ—

"હે વિપ્રવરો ! જો તમને પોતાના જીવન નિર્વાહની ચિંતા હોય તો અમો તમને એક વર્ષના નિર્વાહનો સંપૂર્ણ ખર્ચ આપિએ છિએ. પછી કોઇ રાજા–રઇસની સહાયતા પ્રાપ્ત કરી લેજો. આવી રીતે અહીં લાંઘન કરીને મરવાથી કંઇ વળવાનું નથી."

મહાજનોની આવી વાત સાંભળીને અનશનાગ્રહી બ્રાહ્મણોએ કહ્યું કેઃ—

"મહાજન ભાઇઓ ! તમારી આવી ઉદારતા માટે અમો તમને ધન્યવાદ આપિએ છિએ. આજે કોઇ રાજા કે રઇસ એવો નથી કે જે અમારૂં પાલન કરી શકે. માટે એક વર્ષના નિર્વાહ ખર્ચથી અમારૂં શું વળવાનું છે ? માટે અહીં ભગવાનના શરણમાં આ દેહનો અંત થાય તો એ શું ખોટું છે ?

મહાજન લોકો—દ્વારિકા જવાની જ્યારે ભગવાન-નીજ ઇચ્છા નથી, તો ભગવાનની મૂર્તિની પ્રાપ્તિ માટે એમ

પ્રાણ ખોવાથી શો ફાયદો ? વ્યર્થ અમારા માથે આ એક કલંક આપવા જેવું છે.

બ્રાહ્મણોએ કહ્યું કે–"કલંકનો જો તમને ભય હોય, તો લાઓ ભગવાનની મૂર્તિ બરાબર અમોને સોનું આપો. અમો હાલનેહાલ અહીંથી જતા રહીશું."

બ્રાહ્મણોની આવી મહાન યાચના સાંભળીને મહાજન લોકો ચુપ થઇ ગયા. અને ગંગાબાઈ પાસે આવીને બધી હકીકત કહી એટલે ગંગાબાઇને નિશ્ચય થયો કે જરૂર આ લોકો ભગવાનના નહી પણ આજીવિકાના ભક્ત છે."

સંધ્યા થઇ. રાતના નિયમિત સમયે ભગવાન ગંગાબાઈને ઘેર પધાર્યા. ગંગાબાઇએ નૈવેદ્યનો થાળ ભગવાનની આગળ મુકીને ભગવાનને પંખો નાખવા લાગ્યાં. જમતાં જમતાં ભગવાને પુછયું કેઃ—

"કેમ દ્વારિકાવાસી ભકતોની પરીક્ષા થઇ કે ?"

ગંગાબાઇ–"હાં, થઇ. તમારૂં કહેવું બિલકુલ સત્ય છે."

ભગવાન–કેવી રીતે ?"

ગંગાબાઇ–"તેઓ દ્વારિકાં જવા માટે તૈયાર છે. પણ તમારા બરાબર સોનું માગે છે. હવે, દયા કરો. કોઇ પણ પ્રકારે એમને સંતોષ થાય. તેમ કરો."

ભગવાન–"તો લાવો, મારા બરોબર સોનું એમને આપી દો."

ગંગાબાઇ–" ત્રિલોકીનાથ ! આ શું કહો છો ? મારી પાસે આટલું સોનું ક્યાંથી ?"

ભગવાન–" ભલે, જેટલું હોય તેટલું લાવો."

ગંગાબાઇ–"ભગવાન ! આ મારા કાનની સવા વાલની વાળી છે."

ભગવાન–" આટલાથી તો તમો મને અનેકવાર તોળી શકો છો."

ગંગાબાઇ–" પ્રભુ ! આ શું કહો છો.'

ભગવાન–" સત્ય કહું છું ! મારા ભકતોની લાજ રાખવા માટે હું પૃથ્વીથી અધિક વજનદાર અને પુષ્પથી પણ હું હલકો છું. તમો દ્વારિકાવાસિઓને કહેવડાવો કે– મૂર્તિ બરાબર સોનું તૈયાર છે. ત્રાજવાં લઇને તમો ગોમતિજીના તટ ઉપર આવો. અને ગોમતિના જળમાંથી મને બહાર લાવવા માટે તમો પોતે આવજો. બહાર લાવીને ત્રાજવાંના એક ભાગમાં બેસાડી દેજો અને તમારી વાળી બીજી બાજુએ મુકજો. એટલે તમારૂં કામ થઇ જશે."

ગંગાબાઇ–જેવી પ્રભુની આજ્ઞા પણ આટલા સુવર્ણથી તેઓને સંતોષ કેમ થશે ?"

ભગવાન–" દેવી ! આ બ્રાહ્મણોના હૃદયમાં દ્રવ્યલોભનું મહાપાપ રહેલું છે. જ્યાં સુધી એમનું હૃદય લોભમુકત નહીં થાય ત્યાંસુધી એ લોકો મને ઓળખી શકવાના નથી માટે તેમને મુકત કરવા મારો આ પ્રયત્ન છે. એટલે અહીં

સન્તોષ અસંતોષ નો પ્રશ્ન વ્યર્થ છે."

પછી ભગવાન ભોજન કરીને પોતાના નિવાસ સ્થાને ગયા. અને ભગવાનના ચરણકમળનું ચિંતવન કરતાં કરતાં ગંગાબાઇ સુઇ ગયાં."



## પ્રકરણ ૧૨ મું



**पिता रत्नाकरो यस्य लक्ष्मीर्यस्य सहोदरी ।**
**शंखो भिक्षाटनं कुर्यानादत्त मुप तिष्ठते ॥**

રત્નની ખાણ એવો સમુદ્ર જેનો પિતા છે, સાક્ષાત લક્ષ્મીજી જેની સગીબ્હેન છે, એવો શંખ ઘેર ઘેર ભીખ માંગે છે. કારણ ? પૂર્વના દાન સિવાય ધન મળતું નથી.

× × × ×

### માયામિલી ન રામ



પ્રાતઃકાળ થયો. ગંગાબાઇએ મહાજનોને તેડાવ્યા અને તેઓને કહ્યું કેઃ—

" હે ભાઈઓ ! ભલે જે થવાનું હશે તે થશે. અગર દ્વારિકાવાસિઓ નહી સમજે, તો તમે ભગવાનની મૂર્તિબરાબર સોનું આપવાનું મારા વતીથી કબુલ કરી લો. હું કોઈ પણ પ્રયત્ને સોનું આપીશ."

મહાજન લોકો—"માતાજી ! સાહસ ન કરો. ભગવાનની મૂર્તિ બરાબર સોનું આપવું એ રમત નથી."

ગંગાબાઇ—લાજ રાખનાર ભગવાન હાજર છે. તમો જાઓ, કોઇ પણ પ્રકારે બ્રાહ્મણોની રક્ષા કરો. પણ આટલું ધ્યાન રાખજો કે સોનું લઇ સંતોષપૂર્વક તેઓ દ્વારિકા પાછા જતા રહે એરીતે તેઓની પાસેથી કરારપત્ર લખાવી લેજો.

પછી આજ્ઞા લઇને મહાજન લોકો તેજ વખતે દ્વારિકાવાસિઓના મુકામ ઉપર ગયા. અને અનશના-ર્થિઓને ફરી એકવાર સમજાવવાની કોશિશ કરી. પણ તેઓ પોતાના નિશ્ચય ઉપર અડગ રહ્યા, એટલે કહ્યું કેઃ—

"ભૂદેવો ! ભગવાનની મૂર્તિ બરાબર સોનું લઇનેજ તમોને સંતોષ થતો હોયતો ગંગાબાઇ તમારી ઇચ્છાને પૂર્ણ કરશે. પણ રાજાની મધ્યમસ્થતામાં તમારે કરાર પત્ર લખી-આપવો પડશે કે ભગવાનની મૂર્તિ બરાબર સોનું લઇને અમો રાજી ખુશીથી દ્વારિકા જાઇશું

"બ્રાહ્મણોએ કબુલ કર્યું. બધા મળીને રાજા પાસે ગયા અને રાજાની મધ્મસ્થતામાં કરાર પત્ર લખાયો. એટલે મહાજનોએ કહ્યું કેઃ—

"હવે તમો ગોમતિજીના તટ ઉપર આવો." એમ કહી મહાજન લોકો ગંગાબાઇ પાસે આવ્યા અને કરાર પત્ર ગંગાબાઇને હવાલે કરી સર્વ હકીકતથી વાકેફ કર્યા. ગંગા-

બાઈએ મહાજનોને શાંતિપૂર્વક બધી વ્યવસ્થા કરવાની આજ્ઞાઆપી વીદાય કર્યા અને પોતે ભગવાનનું સ્મરણ કરીને ગોમતિજી તરફ રવાના થયાં.

ગોમતિજીના તટ ઉપર રાજા સાથે દ્વારિકાવાસિઓનું દળ આવી પહોંચ્યું. હજારોની સંખ્યામાં લોકો પણ એકઠા થઇગયા. હવે કેવળ ગંગાબાઇની રાહ જોવાતી હતી. એટલામાં સામેથી ગંગાબાઇ આવતાં નજરે પડયાં. ગંગાબાઈનું મુખ પ્રસન્ન છે. આંખોમાં તેજ છે. ચાલમાં મજબુત ગતિ છે. ગોમતિજીના તટ ઉપર આવી પહોંચતાં "ગંગાબાઈની જય"ના નાદથી મેદની ગુંજી ઉઠી. ગંગાબાઈએ આવીને બધી મંડળીને પ્રણામ કર્યાં. પછી ભગવાનની મૂર્તિને જળમાંથી બહાર લાવવા માટે ગોમતિજીમાં પ્રવેશ કર્યો. ગંગાબાઇની આવી નિઃશંકતા જોઈને તર્કવાદી લોકો અનેક તર્ક કરવા લાગ્યા.

પણ જેઓ સમજદાર હતા, ભકત અને ભગવાનના મહિમામાં જેઓને શ્રદ્ધા હતી, તેઓ આવા ખોટા તર્કોથી દૂર રહીને ચુપચાપ આગળ શું થાય છે, તે જોવા આતુર હતા. ગંગાબાઇએ ગોમતિજીમાં પ્રવેશ કરીને ભગવાનની પાસે જઇ પ્રણામ કર્યાં. તેમનું પૂજન કર્યું. પછી એક બાળકને તેડે તે રીતે ભગવાનની મૂર્તિને પોતાના જમણા હાથની હથેલી ઉપર પધરાવીને જળથી બહાર લાવ્યાં. અને ત્રાજવામાં તુલસીસાથે મૂર્તિને પધરાવી બીજી બાજુએ પોતાની સવા વાલની વાળીને મુકી દીધી. વાળીનું

ત્રાજવું નમતુ જોઈને બધા લોકોને મહાન આશ્ચર્ય થયો. દ્રવ્યલોભી બ્રાહ્મણો નીરાશ થયા. નિર્જીવ પ્રતિમાની માફક તેઓ ગતિશૂન્ય થઇ ગયા. કોઈના મુખથી એક શબ્દ પણ નિકળ્યો નહીં. એટલે હાથ જોડીને ગંગાબાઇએ કહ્યું કે:—

"હે પૂજ્ય બ્રહ્મદેવો ! તમારા કરાર પ્રમાણે મારૂં સુવર્ણ મૂર્તિના વજનથી બહુ અધિક છે. પણ તમો બ્રાહ્મણ છો એટલે હું આ બધું સોનુ તમને આપી દઉં છું. હવે રાજી થઇ તમો તમારે ઘેર જાઓ.

ગંગાબાઇની વાણી સાંભળીને દ્વારિકાવાસીઓએ નમ્રતાપુર્વક નમસ્કાર કરી કહ્યું કે:—

"હે માતાજી ! ક્ષમા કરો, અત્યારે અમારી એવી દશા છે કે "દુવિધામાં બન્ને ગયાં માયા મળી ન રામ !" દેવી ! તમારૂં ધન્યભાગ્ય છે કે ત્રિલોકના નાથ આજ તમારે વશ છે. તમારી કૃપાથી અમને ભગવાનનાં દર્શન થયાં એટલું જ બસ છે. અમારે કંઇ જોઇતું નથી. તોળાનું આ સોનું ભગવાનનું છે, માટે ભગવાનની આ મૂર્તિ અને આ સોનું બન્ને તમે લઈ જાઓ."

એમ કહીને ગંગાબાઇની ભક્તિની મહિમાનું સ્મરણ કરતા બધા દ્વારિકાવાસિઓ પોતાના મુકામ ઉપર ગયા. ડાકોરવાસી લોકો મંગળકીર્તન સાથે ભગવાનની મૂર્તિને લઈને ગંગાબાઇને ઘેર આવ્યા.

× × × ×

**કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ:—**

પોતાના મુકામ ઉપર આવીને દ્વારિકાવાસિઓએ નિશ્ચય કર્યો કે ભલે અહીં આ દેહનો નાશ થાય પણ ભગવાનની મૂર્તિને પ્રાપ્ત કર્યા સિવાય આપણે પાછા ફરીશું નહીં.



# પ્રકરણ ૧૧ મું



**“न दानं तपो नेज्या, न शौचं न व्रतानिच ।**
**मियतेऽमलया भक्त्या, हरिन्यद्विडंबनम् ॥”**

દાન, તપ, શૌચ, પૂજન, વ્રતાદિકથી ભગવાન જલદી પ્રસન્ન થતા નથી, જેવું કે નિષ્કામ નિષ્ઠાપૂર્ણ ભક્તિથી પ્રસન્ન થાય છે.

× × × ×

## નિષ્કામ નિષ્ઠાનું બંધન



ગંગાબાઈ હવે નિર્ભય થઈ ગયાં. દ્વારિકાના લોકો ભગવાનને લઈ જશે એ ભય હવે રહ્યો નહીં.



આનંદ અને ભાવભકિતથી ગંગાબાઈ ભગવાનની સેવાપૂજા કરવા લાગ્યાં.

બીજી બાજુ દ્વારિકાવાસિઓનો અનશન હજુ સુધી ચાલુજ છે. અનશનાગ્રહનો આજ ૧૨ મો દિવસ છે. અનશનાગ્રહિઓની સ્થિતિ દિવસે દિવસે નાજુક થતી જાય છે, પણ હઠે ચઢેલા બ્રાહ્મણો ભગવાનની મૂર્તિને

ઉપવાસ કર્યા સિવાય દ્વારિકા પાછા ફરવામાટે તૈયાર નહતા. ભગવાનને માટે પોતાના જીવનનું બલિદાન આપવાનો નિશ્ચય કરી. તેઓ અડગ બેઠા છે.

દ્વારિકાવાસિઓ હજુ ડાકોરમાંજ હશે અને તેઓનો અનશન હજુસુધી ચાલુજ હશે. એવી કલ્પના ગંગાબાઇને નહતી. પણ જ્યારે આ સમાચાર ગંગાબાઇએ સાંભળ્યા ત્યારે તેઓ ફરી ધર્મસંકટમાં પડી ગયાં. રાત્રે એકાંત સમય જોઇને ગંગાબાઇએ ભગવાનને નિવેદન કર્યું કેઃ—

"હે ભક્તવત્સલ ભગવાન! દ્વારિકાવાસિઓ હજુ-સુધી લાંગણ કરી રહ્યા છે. આજ બારમો દિવસ છે. તેઓની સ્થિતિ દિવસે દિવસે નાજુક થતી જાય છે. માટે હવે કૃપા કરો બ્રાહ્મણોનું દુઃખ મારાથી જોવાતું નથી."

ભગવાને કહ્યું કેઃ—

"દેવી! હું દ્વારિકાવાસિઓને ભૂલ્યો નથી. હિતેષી વૈદ્ય રોગીને જેમ કડવી દવા આપીને તેને રોગ મુક્ત કરે છે. તે રીતે બ્રાહ્મણોના ઉપવાસ, તેઓમાં રહેલા લોભમોહાદિક વિકારોને ભસ્મ કરવામાટે સફળ પ્રયોગ છે. હવે બ્રાહ્મણોનું હૃદય શુદ્ધ થઇ ગયું છે. તેઓની દ૮ નિષ્ઠાના બંધનથી હવે હું દૂર થઇ શકતો નથી. તમે ધીરજ રાખો. હું હાલ-નેહાલ તેઓની પાસે જઉંછું અને નિર્વાહ માટે યોગ્ય માર્ગ બતાવીને તેઓની ઇચ્છાની પૂર્તિ કરૂં છું." તે સાંભળી ગંગાબાઇ રાજી થયાં.

× × × ×

**ભક્તિવાદ અમર રહો:—**

ભગવાને દ્વારિકાવાસિઓને અકસ્માત દર્શન આપીને ચકિત કરી દીધા. અને એવી લીલા દેખાડી કે દરેક દ્વારિકાવાસિએ ભગવાનને પોતાની પાસે ઉભેલા જોયા ભગવાનનાં દર્શનથી હર્ષઘેલા થઈને બધાએ "ત્રાહિમામ્ જયહો !"ના આનંદ ધ્વનિથી પોતાની ભક્તિ–શ્રદ્ધાને પ્રકટ કરીને નમ્રતાપુર્વક શ્રીદ્વારિકાધીશની સ્તુતિ કરી કે:—

"હે પ્રભુ આપનાં દર્શનથી આજે અમો કૃતાર્થ થયા છીએ અમારી કસોટી કરીને આપે અમારા હૃદયનો અંધકાર દૂર કર્યો છે. હે ત્રિલોકીનાથ ! આજ અમારા ઇચ્છિત મનોરથ પૂર્ણ થઈ ગયા. અમારા હૃદયમંદિરના દેવ ! સદા માટે તમારી આવી કૃપા અમઉપર રહો એજ અમારી નમ્ર પ્રાર્થના છે.

ભગવાને કહ્યું કે "ચિંતા નહીં. જોકે તમારા માટે મારા રોષનું કારણ ભકતની હત્યા છે. પણ હવે મારા દર્શનથી બધાં પાપો નષ્ટ થઈ ગયાં છે. શું કરૂં ભકતની ભકિતને વશ થઇ હું અહીં આવ્યો છું. માટે હવે તમો પાછા જાવ. દ્વારિકામાં જે સાવિત્રીકૂપ છે તેમાં મારી એક બીજી મૂર્તિ છે. શરદ પૂર્ણિમાને દિવસે તેને કાઢિને મારા સિંહાસન ઉપર પધરાવજો. સાક્ષાત મારી મૂર્તિ માનીને શ્રદ્ધાપૂર્વક તેની પૂજા કરજો. તેથી તમારાં બધાં દુઃખો દૂર થઇ દ્વારિકાપુરીનુ મહાત્મ્ય કાયમ રહેશે આ મારા વચનને નિશ્ચય માનજો."

એમ આજ્ઞા આપીને ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા. અને ગંગાબાઇને બધી હકીકત કહી. ગંગાબાઇ હંમેશને માટે ચિંતા મુક્ત થયાં.

**ભૂલનો ભોગ:—**

ભગવાનની આજ્ઞા સાંભળીને દ્વારિકાવાસિઓ બહુ રાજી થયા. અને દ્વારિકા તરફ રવાના થયા. ૧૬ મા દિવસે બધા દ્વારિકા જઇ પહોંચ્યા. રાજાની સાથે બધાને સકુશળ આવેલા જોઇને નાગરિકોએ બહુ ઉત્સાહથી સહુનું સ્વાગત કર્યું અને ઘેરઘેર આનંદ ઉત્સવ થયા. પુજારી લોકો મંદિરમાં આવવા જવા લાગ્યા પણ મંદિરનું સિંહાસન ખાલી જોઇને તેઓનું ધૈર્ય વિચલિત થયું.

એક દિવસે બધાએ ભેગા થઇને નિશ્ચય કર્યો કે "ભગવાનની આજ્ઞાનુસાર શરદપૂર્ણિમાને હજુ ૧૦॥ મહિના બાકી છે ત્યાં સુધી મંદિરનું સિંહાસન ખાલી રાખવું એ ઠીક લાગતું નથી, વળી ૧૦॥ મહીના પછી પણ જ્યારે એની એજ મૂર્તિને પધરાવવાની છે તો તેને હાલમાં જ પધરાવી દેવામાં આવે તો શું ખોટું ? શુભ કાર્યમાં વિલંબ શા માટે કરવો જોઇએ ?"

એમ નિશ્ચય કરી બીજે દિવસે સવારે સર્વ બ્રાહ્મણ મંડળી એકત્ર થઈ, અને સાવિત્રી કૂપમાંથી મૂર્તિને કાઢીને વિધિવિધાનપૂર્વક તેને મંદિરમાં પધરાવી દીધી. પણ ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું ફળ એ આવ્યું કે મૂર્તિનું

સ્વરૂપ અરબચડું થઇ ગયું. મૂર્તિમાં જેવી મધુરતા અને મોહકતા પ્રથમ હતી, તે ન રહી. આ જોઇને બધાને બહુ પશ્ચાત્તાપ થયો પણ હવે શું? ભૂલનો ભોગ થવુંજ પડયું.



# પ્રકરણ ૧૪ મું



"येयथामां प्रपद्यन्ते तां स्तथैव भजाम्यहम् ॥"

—भगवान श्रीकृष्ण

જે ભાવથી પ્રાણી મને ભજે છે તેજ ભાવથી હું તેને પ્રાપ્ત થાઉં છું.

× × × ×

## ભક્ત બોડાણાનું પૂર્વ જીવન



નિશ્ચિત છે કે પૂર્વ જન્મના ઉત્તમ સંસ્કારો સિવાય કોઇ પણ મનુષ્ય શ્રેષ્ઠપદને પ્રાપ્ત કરી શકતો નથી, તેમજ મહાપુણ્યના ફળ સિવાય તેને ભગવાનની પ્રાપ્તિ થતી નથી. ભક્ત વિજયસિંહ ઉર્ફે બોડાણાએ ભગવાનને પ્રાપ્ત કર્યા તે પૂર્વના પુણ્યના પ્રતાપેજ.

દ્વાપર યુગની કથા છે. ભગવાન શ્રીકૃષ્ણજી બાલ્યાવસ્થામાં જ્યારે ગોકુળ હતા, ત્યારે હોળીના પ્રસંગે એવો

બનાવ બન્યો કે ભગવાન શ્રીકૃષ્ણજી પોતાની ગ્વાલ મંડળી સાથે હોળીની રમત રમવા માટે યમુનાજીના તટ ઉપર ગયા. ભગવાનની રમત જોવા માટે બીજી ગોપપ્રજા પણ ત્યાં એકત્ર થઈ હતી. ગોપપ્રજાના નવ આગેવાન હતા. પોતાના આગેવાનોને જોઈને ભગવાન શ્રીકૃષ્ણજી સહિત ગોપબાળકોએ તેઓને પ્રણામ કરીને સન્માન આપ્યું. પણ નવ આગેવાનોમાં વિજયનંદ અભીમાની હતો, તેને કોઈએ પ્રણામ કર્યાં નહીં એટલે વિજયનંદને ક્રોધ થયો, પણ વખત સમજીને તે ચુપ રહ્યો.

હવે જ્યારે રમતની શરૂઆત કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે આગેવાન તરીકે કોની પૂજા કરવી એ સવાલ થયો. અંતમાં સહુ ગોપબાળકોએ એકમત થઈને શ્રીકૃષ્ણજીને આગેવાન તરીકે નીમ્યો અને સહુએ તેમનું પૂજન કર્યું. શ્રીકૃષ્ણજીનું પૂજન થતું જોઈને વિજયનંદથી રહેવાયું નહીં. પોતાના થએલા અપમાનના ક્રોધથી ધ્રુજતા અવાજે વિજય-નંદે કહ્યું કે:—

"અરે મૂર્ખ છોકરાઓ! અહીં વૃદ્ધ આગેવાનો હોવા છતાં તમોએ શું જોઈને આ ચોર, ઉદ્ધત, પ્રપંચી કૃષ્ણને આગેવાન બનાવીને તેની પુજા કરી? શું આ અમો વૃદ્ધ આગેવાનોનું અપમાન નથી? હું પુછું છું કે કૃષ્ણમાં એવા કયા ગુણો છે કે જેથી આ ધૂર્ત, નિર્લજ્જ, વિવેકહીન છોકરાને આવું માન આપવામાં આવ્યું છે? ખરેખર, આ લંપટ કૃષ્ણના સહવાસથી આ બધા ગોપબાળકો વિવેકહીન,

મૂર્ખ થઇ ગયા છે. હવે અમારે આ બાબતમાં કડક પગલાં લેવાંજ પડશે."

વિજયનંદના મુખથી શ્રીકૃષ્ણની આવી નિંદા સાંભળીને, ઉપનંદ નામના ગોપ આગેવાને કહ્યું કે:—

"ભાઇ વિજયનંદ ! તમે કહો છો તે સત્ય છે. પણ આવો ઉપદેશ તેજ આપી શકે છે કે જેના ઘરમાં આવી મર્યાદાનું પાલન થતું હોય. ધારો કે કૃષ્ણ કોઇ વિશિષ્ટ વ્યક્તિ નથી, તો પણ તેની પુજા તમારા ઘરમાં થાય છે આનું શું કારણ ?"

વિજયનંદ—કૃષ્ણની પૂજા મારા ઘરમાં ? બનેજ નહીં.

ઉપનંદ—તમારા ઘરમાં અને તે વળી હંમેશ નિયમથી. હું ખરૂં કહેવા બેસીશ તો આ છોકરાઓ તમારી મશ્કરી કરશે મશ્કરી.

વિજયનંદ—એમ ! તો તમે ખરી હકીકત હોય તે કહી નાખો.

ઉપનંદ—તો સાંભળો. તમારા ઘરમાં તમારી સ્ત્રી સુધાનો હંમેશનો નિયમ છે કે તે કૃષ્ણની પૂજા કર્યા સિવાય જળ સુદ્ધાં પીતી નથી. વળી સાંભળો, આજ વસંતપંચમીની વાત છે કે કૃષ્ણનું સૌથી પ્રથમ પૂજન કરનારી તમારી સ્ત્રી સુધા જ હતી. કૃષ્ણપૂજન પછી વધેલા રંગથી તેણીએ તમારૂં પૂજન કર્યું હતું. આજ રાત્રે હોળિકા પૂજનમાં પણ સૌથી પહેલું કૃષ્ણનું પુજન તમારી સ્ત્રી કરશે. બોલો,

હજુ કંઈ સાંભળવું છે ?"

એટલામાં એક ગોપે ટકોર કરી કે:—

"અરે ભાઇ ! તમારા ઘરની બૈરી જ્યારે તમારા કહેવામાં નથી, તો આ છોકરાઓ તમને ક્યાં ગાંઠવાના છે ?"

ઉપનંદના મુખથી આવું સાંભળીને વિજયનંદ મનમાં બહુ ખિજવાયો ને ક્રોધમાં તે પોતાને ઘેર આવ્યો. આવીને જુવે છે કે તેની સ્ત્રી સુધા શ્રીકૃષ્ણના નામનું ઉચ્ચારણ કરતી રાંધવા બેઠી છે. સ્ત્રીના મુખથી કૃષ્ણનું નામ સાંભળીને વિજયનંદે ગુસ્સાના આવેશમાં કહ્યું કે:—

"અરે દુષ્ટા ! આ તું કોનું નામ લે છે ? કહે, તું હંમેશ કોની પૂજા કરે છે ? હવે મને તારા દુશ્ચરિત્રની ખબર પડી છે." એમ કહીને ચુલામાંથી સળગતું લાકડું લઇને સુધાને મારવા માંડી. પણ સુધાના શરીરને સ્પર્શ થતાંજ આગ શીતળ થઇ ગઈ અને લાકડું ભાગી ગયું.

સુધા કંઇ પણ જવાબ આપ્યા સિવાય ચુપ રહી. વિજયનંદને હોળીકાપૂજનની યાદ આવી એટલે ડાંગ લઇને તે ઘરના દરવાજા ઉપર જઈ બેઠો અને નિશ્ચય કર્યો કે "ફાવે તેમ થાય પણ તેને હોળિકા પૂજન માટે નહીંજ જવા દઉં જ્યારે એ ત્યાં નહીં જાય ત્યારે કૃષ્ણ જરૂર અહીં આવશે એટલે આ ડાંગથી એની બરાબર પુજા કરીશ."

**નટેશ્વરની લીલા:—**

હોળી પ્રકટવાનો સમય થયો એટલે તમામ ગોકુળ

વાસિઓ હોળીકાને પૂજવા માટે એકત્ર થયા. ભગવાન શ્રી કૃષ્ણજી પણ પોતાની ગ્વાલ મંડળી સાથે હાજર થયા. કૃષ્ણજીએ સુધાની તપાસ કરી પણ તેનો પત્તો લાગ્યો નહીં, એટલે કૃષ્ણજી સમજી ગયા કે સુધા ઉપર વિજયનંદનો આજે સખ્ત અંકુશ હશે, માટે ચાલ હું પોતે તેને દર્શન આપીને એના વ્રતની રક્ષા કરૂં. કૃષ્ણજી વિજયનંદનો પરમ મિત્ર સનંદનું સ્વરૂપ લઈને વિજયનંદને ઘેર આવ્યા. પોતાના પરમ મિત્ર સનંદને જોઈને વિજયનંદે પ્રેમથી આવકાર આપ્યો, અને પુછયું કેઃ—

"કહો મિત્ર ! કેમ આવવું થયું ?"

સનંદરૂપધારી શ્રીકૃષ્ણજીએ સહેજ રોષથી જવાબ આપ્યો કેઃ—

"શું મિત્ર ! મિત્ર ! કહો છો ? મને તો તમારી અક્કલ ઉપર ચીઢ આવે છે. માથે ધોળાં આવ્યાં પણ અકકલ ન આવી. આજે ઉત્સવનો દિવસ છે અને તમો ઘરમાં કંકાસ લઈ બેઠા છો–શું એ વ્યાજબી છે ?"

**વિજયનંદ**–"ભાઇ શું કરૂં. મારા ઘરમાં કુભાર્યા પાકી છે. એણે મારા માટે ઉત્સવ કે અઉત્સવ બધા દિવસો સરખા કરી દીધા છે.

**સનંદ**–પણ છે શું ? કંઈ કહો તો ખરા ?

**વિજય**–ભાઇ ! હવે નહીં બોલવામાંજ સાર છે. પેલા ધૂર્ત કૃષ્ણના પ્રેમમાં પડીને આ કુભાર્યાએ મારા

ધોળામાં ધૂળ નાખી છે. એની દ્રષ્ટિમાં કૃષ્ણના આગળ મારો કંઇ હિસાબજ નથી.

સનંદ—"રામ ! રામ ! ભાઈ આ શું કહો છો ? કયાં બાળક કૃષ્ણ અને કયાં તમારી વૃદ્ધ સ્ત્રી. પોતાની સતી સ્ત્રી ઉપર આવું કલંક મુકવું એ તમને ઘટે નહીં. ભાઇ ! આવા ખોટા વહેમને દૂર કરો અને જાઓ આજે હોળીનો દિવસ છે હોળીકાનું પૂજન કરીને સંવત ફળનો લાભ લ્યો.

વિજય—"સનંદભાઈ ! તમો ભોળા માણસ છો. હું સત્ય કહું છું કે સ્ત્રીઓના ચરિત્રને દેવો પણ સમજી શકતા નથી, તો આપણે તો એક સાધારણ મનુષ્ય છીએ.

સનંદ—"હું પણ એજ કહું છું કે સુધાના પવિત્ર પાતિવ્રતને તમો સમજી શકતા નથી, હશે હવે જવા દો આ વાતને. જલદીથી જાઓ. નહીંતર પૂજનનો વખત જતો રહેશે."

વિજય—"ભાઇ ! તમારો આગ્રહ છે તો હું જાઉં છું પણ અહીં............"

સનંદ—અહીંની તમો બિલકુલ ફિકર રાખશો નહીં. અહીં કૃષ્ણ આવશે, એવી જો તમને શંકા આવી હોય તો લાઓ તમારી આ ડાંગ મારા હાથમાં આપો. જ્યાં સુધી તમો પાછા નહીં આવો ત્યાં સુધી હું અહીંની રક્ષા કરીશ. જો કદાચ કૃષ્ણ અહીં આવી ચઢયો તો ડાંગ છે કે પેલો કૃષ્ણ છે."

[વિજય-"બસ ! બસ ! એમજ કરજો વળી તમને હુ કહું છું કે ન જાણે કયા વેષથી કૃષ્ણ અહીં આવી જાય, માટે કોઇને પણ આવવા દેશો નહીં."

એમ કહી સનંદરૂપધારી શ્રીકૃષ્ણજીને પોતાની ડાંગ આપીને ઘરમાંથી પૂજનની સામગ્રી લઇને, વિજયનંદ હોળીકા પૂજન માટે ગયો. એટલે શ્રીકૃષ્ણજીએ સનંદના સ્વરૂપને ત્યાગ કરી પોતાના સ્વરૂપથી ઘરમાં જઇને સુખાબાઇને દર્શન આપ્યું અને ધીરજ આપતાં કહ્યું કેઃ—

"સુખાદેવી ! હું સર્વદા તમારી પાસે છું. તમો કોઇપણ પ્રકારની ચિંતા રાખશો નહીં તમારા પતિ આવતા હશે માટે હવે હું બહાર જાઉં છું." એમ કહી શ્રીકૃષ્ણજી ફરી સનંદનું સ્વરૂપ લઇને ઘરના બારણે આવી બેઠા.

### કરણીનું ફળઃ—

વિજયસિંહે ઉતાવળે પગે જઇને જલદી જલદીથી હોળીકા પૂજન કર્યું. પછી તે કૃષ્ણજીની શોધ કરવા લાગ્યો. કૃષ્ણ અહીં નથી એમ માલુમ પડવાથી તે તરત ઘર તરફ પાછો વળ્યો. વિજયનંદને ઉતાવળા પગે આવતા જોઇને સનંદરૂપધારી કૃષ્ણજી ડાંગ લઇને સામા ઉભા થઇ ગયા અને કહેવા લાગ્યા કેઃ—

" અરે દુષ્ટ કૃષ્ણ ! તું આવી પહોંચ્યો ? ઉભો રહે આજે હું તારી સારી પેઠે ખબર લઉં છું." એમ કહીને ડાંગ વતી વિજયનંદને શિક્ષા કરવા માંડી. વિજયનંદ

વારંવાર કહેતો કે. અરે મિત્ર ! હું કૃષ્ણ નથી. તારો મિત્ર વિજયનંદ છું. મને શા માટે મારે છે. ?"પણ કૃષ્ણજી એ કંઇ પણ સાંભળ્યા સિવાય પોતાનુ કામ ચાલુજ રાખ્યું. પોતાની ઇચ્છાનુસાર જ્યારે શિક્ષા કરી રહ્યા ત્યારે પોતાની હથાળુ‌ના દેખાડતાં મમતાથી કહેવા લાગ્યા કે:—

"હેં કોણ, મારો મિત્ર વિજયનંદ ? રામ ! રામ ! ભાઇ ! ખરેખર મારાથી બહુ ભુલ થઈ. તને કૃષ્ણ સમજીને મેં આ શિક્ષા કરી છે. માફ કરજો. જો કે તમો વારંવાર કહેતા હતા કે હું કૃષ્ણ નથી પણ તમો કહી ગયા હતા કે કૃષ્ણ નજાણે કયા રૂપમાં અહીં આવી ચઢે માટે સાવધાન રહેજો. તેથી ભ્રમમાં મારાથી આ ભૂલ થઈ છે. હશે, થયું તે થયું લ્યો તમારી આ ડાંગ હજુ મેં પણ સંવતપૂજન કર્યું નથી માટે જઉં છું એમ કહી સનંદરૂપધારી કૃષ્ણજી ત્યાંથી ચાલતા થયા. વિજયનંદ કંઇ પણ બોલ્યાચાલ્યા વગર ઘરમાં જઇને સુઈ ગયો.

## વેરની વસુલાત:—

અરધીરાત ગઇ પણ વિજયનંદને ઉંઘ આવી નહીં. વિજયનંદને નિશ્ચય થઇ ગયો કે જરૂર આ બધી કારસ્તાની કૃષ્ણ નીજ છે. માટે આનો કોઇ પણ રીતે બદલો લેવોજ જોઈએ. એમ વિચાર કરતા તે સુઇ ગયો.

સવારે આજે ધુળેટીનો દિવસ હોવાથી પોતાની ગ્વાલમંડળી સાથે શ્રીકૃષ્ણજી ધુળેટી રમવા માટે યમુનાજીના

તટ [illegible] ગયા આ તરફ કૃષ્ણજીથી પોતાનો બદલો લેવાના ઇરાદે વિજયનંદ પણ પોતાની મંડળી સાથે જઈ પહોંચ્યો. વિજયનંદની મંડળીને જોઇને કૃષ્ણજીએ ગોપબાળકોને ઉદ્દેશીને કહ્યું:—

"મિત્રો! ખુશીની વાત છે કે આજે આપણા વૃધ્ધો પણ આપણી સાથે ધુળેટીની રમત રમવા માટે અહીં આવ્યા છે. મારો વિચાર છે કે આપણે બેભાગમાં વહેંચાઇ જઇએ તો ઠીક મઝા પડશે. એક દળ આપણું ને બીજું દળ વૃદ્ધ મંડળીનું આપણા દળનો આગેવાન હું થાઉં છું ને વૃદ્ધ મંડળીના આગેવાન વિજયનંદજી થશે. કેમ ઠીક છે ને ?

રોગીને ભાવતું વૈદે કહ્યું. વેરનો બદલો લેવા માટે વિજયનંદને તક જોઇતીજ હતી. એટલે વિજયનંદે પોતાની ખુશી જાહેર કરીને કહ્યું કે:—

"કૃષ્ણે કહ્યું તે મારે કબુલમંજુર છે. બે દળ થઇને રમવામાં સારી મઝા આવશે."

વિજયનંદની સંમતિ મળતાંજ રમનારાઓની સામાસામી બે ટુકડી થઈ ગઇ ને પરસ્પર રમત રમવા લાગ્યા. રમતાં રમતાં ભગવાન શ્રીકૃષ્ણની ઇચ્છાથી બાળમંડળી હારી ગઇ એટલે બધા ગોપ બાળકો નાસભાગ કરવા લાગ્યા. ભગવાન કૃષ્ણજી પણ મેદાન છોડીને નાઠા કૃષ્ણજીને નાસતા જોઇને વિજયનંદે તેમની પૂઠ પકડી. જિયનંદને પોતાની

પાછળ આવતો જોઈને કૃષ્ણજી યમુનાજીમાં કુદી પડયા. વિજયનંદ નિરાશ થઈને યમુનાજીને કાંઠે ઉભો રહીને કૃષ્ણ-જીની પ્રતીક્ષા કરવા લાગ્યો. બહુ વાર સુધી જ્યારે કૃષ્ણજી જળની બહાર નહીં આવ્યા ત્યારે વિજયનંદ ભગવાનને શોધવા માટે યમુનાજળમાં ઉતર્યો.

**ભૂલની સમજ:—**

યમુનાજળ ઉતરીને વિજયનંદ જુવે છે કે રત્નજડિત દિવ્ય સિંહાસનપર ચતુર્ભુજધારી ભગવાન શ્રીકૃષ્ણજી વિરાજમાન છે. પાર્ષદો છત્ર ચમ્મર છડી વિગેરે લઈને ઉભા છે. શિવ બ્રમ્હા ઇન્દ્ર વરૂણ કુબેરાદિક દેવતા લોકો સ્તુતિ કરી રહ્યા છે. ભગવાનના તેજથી આખું સ્થાન ઝળહળી રહ્યું છે. જળમાં આવો ચમત્કાર જોઈને આશ્ચર્યથી વિજયનંદની આંખો મિંચાઈ ગઈ. ક્ષણ પછી આંખો ઉઘાડીને તે ફરી જુવે છે તો ત્યાં જળ સિવાય કંઈ પણ નથી. વિજયનંદને હવે નિશ્ચય થઇ ગયો કે શ્રીકૃષ્ણજી સાધારણ નહી સાક્ષાત ભગવાન છે. એમ વિજયનંદનો ભ્રમ દૂર થતાંજ શ્રીકૃષ્ણજી જળથી બહાર આવ્યા ને વિજયનંદની પાસે આવીને ઉભા રહ્યા. શ્રીકૃષ્ણજીને પોતાની પાસે ઉભેલા જોઇ વિજયનંદે કૃષ્ણજીને સાષ્ટાંગ કર્યા ને પોતાની ભૂલની માફી માગતાં કહ્યું કે:—

" હે દેવાધિદેવ ! આપના સ્વરૂપનું જ્ઞાન મને જ્યાં સુધી ન હતું ત્યાં સુધી મારાથી અનંત અપરાધો થયા

હશે. તેની હું માફી માગુ છું અને ચાહુ છું કે જે ચતુર્ભુજ સ્વરૂપથી તમોએ મને દર્શન આપીને કૃતાર્થ કર્યો છે. તે દિવ્ય સ્વરૂપનાં દર્શન મને નિત્ય થાય એવી મારી ઉપર કૃપા કરો."

"તથાસ્તુ" કહીને ભગવાને કહ્યું કેઃ—

કળિયુગના લગભગ ૪૨૦૦ વર્ષ પછી તમો ગુજરાત દેશમાં એક ક્ષત્રિયના ઘરમાં જન્મ લેશો. વિજયસિંહ ઉર્ફે બોડાણા ના નામથી તમારી પ્રસિદ્ધી થશે. તમારી સ્ત્રી સુધા, ગંગાબાઈના નામથી ઓળખાશે તમો બન્ને જણાં મારી અનન્ય ભક્તિ કરશો. એટલે હું તમારી ભક્તિને વશ થઈ તમારા ઘરમાં આવીને ચતુર્ભુજ સ્વરૂપથી રહીશ ને તમને પોતાના ધામમાં મોકલીશ.

એમ કહી શ્રીકૃષ્ણજી પોતાના બાળ સખાઓને શોધતા શોધતા ઘેર ગયા.

એજ વિજયનંદ, વિજયસિંહ ઉર્ફે ભકત બોડાણા થયા.



# પ્રકરણ ૧૫ મું

"कालस्य गहनागतिः ॥"

કાળની ગતી બહુ ગહન છે.

× × × ×



## સમયનો ફેર

સંતોષ પામીને દ્વારિકાવાસિઓ પાછા ગયા, એવું સાંભળીને ગંગાબાઇ બહુ રાજી થયાં. અને હવે નિર્ભયતાથી શ્રીરણછોડરાયજીની સેવા કરવા લાગ્યાં. દ્વારિકાધીશ ભગવાન દ્વારિકાથી ડાકોર પધાર્યા છે આવું સાંભળીને શ્રીરણછોડજીના દર્શન માટે દૂર દૂરથી લોકો આવવા લાગ્યા. ભકત બોડાણાની ઝુંપડી યાત્રાનું ધામ બની ગઈ. ધીમેધીમે ડાકોરની વસ્તી પણ વધવા લાગી એમ ભગવાનની સેવાનો અલભ્ય લાભ લેતાં ત્રણ વર્ષ પછી ભગવાનની આજ્ઞા લઇને ગંગાબાઇ ભગવાનના ધામને પ્રાપ્ત થયાં.

ભકતના વંશમાં કોઇ હાજર નહીં હોવાથી ભગવાનની સેવા પુજાનો અધિકાર ભકત વંશના ગુરૂ શ્રીવૈષ્ણવ વિરકત મહાત્મા શ્રીહરિદાસજી મહારાજે પ્રાપ્ત કર્યું. પછી કાલક્રમાનુ-

સાર પોતે પણ ભગવદ્ધામને પ્રાપ્ત થયાં. તે પછી કોઇ શિષ્ય હાજર નહીં હોવાથી સેવા પુજાનું કાર્ય બ્રાહ્મણોના હસ્તકે આવ્યું.

લગભગ ૪૦૦ વર્ષ સુધી સેવાપુજાનો ક્રમ સારી રીતે ચાલ્યો. પછી કાળના પ્રભાવથી યવનશાસકોના વિધર્મી સંસ્કાર જેમ જેમ હિંદુ પ્રજા પર પડવા લાગ્યા તેમ તેમ હિન્દુઓની આસ્તિકતા નિર્બળ થતી ગઇ. પ્રજાની આવી ધર્મહીન સ્થિતિ જોઇને લક્ષ્મીજીને બહુ ખેદ થયો. અને ભગવાન પાસે જઇને કહ્યું કેઃ

" હે સ્વામી! હું જોઉ છું કે તમારી પ્રજા આજે ધર્મથી પતિત થતી જાય છે. વિધર્મિ સંસ્કૃતિની જાળમાં આવીને તે પોતાની આર્ય સંસ્કૃતિને ત્યાગ કરીને અવળે માર્ગે જઇ રહી છે વેદ શાસ્ત્રરૂપી તમારી આજ્ઞાનું ઉલ્લંઘન થઇ રહ્યું છે. આ તમારાથી કેમ સહન થાય છે? માટે લોકોના કલ્યાણ માટે હવે કંઇક લક્ષ આપો."

ભગવાન–"પ્રિયે! આ બધું કાળ પ્રભાવનો ગુણ છે. હું પણ જોઇ રહ્યો છું કે પ્રજા આજે મને વિસારતી જાય છે. મારા પ્રાણપ્રિય વૈદિક સનાતન ધર્મની ગતિ ક્ષીણ થતી જાય છે. પણ આંમાં મારો શો દોષ ? લોકો પોતાના હાથે પોતાનું અનિષ્ઠ કરી રહ્યા છે."

લક્ષ્મીજી–"મહારાજ! આપ દયાળુ છો. સર્વપ્રેરક છો. લોકોની આવી બુદ્ધિનો અંત આવે એવી કૃપા કરો.

નહિતર તમારા ભક્તો ઉપર મહાન સંકટ આવશે. અને તમારો પ્રિય ભગવદ્ધર્મ નષ્ટ થઇ જશે."

ભગવાન—"દેવિ ! ભગવદ્ધર્મ સનાતન છે. એનોનાશ કોઇ કાળે થયો નથી અને થવાનો પણ નથી. કાળ પ્રભાવથી શિથિલતા આવે એ સંભવ છે. પણ અગ્નિ ઉપર જેમ રાખ છવાઇ જવાથી તેનું તેજ અદૃશ્ય થાય છે. પણ પવનનો સહેજ સ્પર્શ થતાં તે પોતાના સ્વરૂપમાં પ્રકાશી ઉઠે છે. તેમ મારા ભગવદ્ધર્મનો પ્રભાવ સદા અખંડ ને અનાદિ છે. હાં, રાક્ષસી બુદ્ધિવાળા લોકોથી મારા ભક્તોની રક્ષા કરવા માટે હું જરૂર પ્રયત્ન કરીશ. તમો નિર્ભય રહો."

લક્ષ્મીજી—"ઠીક. પ્રાણનાથ ! મારી એક બીજી પ્રાર્થના છે. તમારા ભક્તની આ ઝુંપડી હવે બહુજ જુની થઇ છે. માટે તમો આજ્ઞા કરોતો અહીં એક વિશાળ મંદિર સ્થાપિત કરૂં."

ભગવાન—"પ્રિયે ! મારા ભક્તની આ ઝુંપડી મને બહુ વ્હાલી છે."

લક્ષ્મીજી—"ભલે એમ રાખો. પણ મંદિરના આકારમાં આ ઝુંપડીનો જીર્ણોદ્ધાર થાય તો."

ભગવાન—"તો ભલે ! પણ અન્યાય અને અધર્મના દ્રવ્યથી મારૂં મંદિર બને એ મને પસંદ નથી."

લક્ષ્મીજી—"નહીં એમ નહીંબને. મારો એક પરમ ભક્ત વૈશ્ય ખંભાત નગરીમાં છે. એ બહુજ ધર્મિષ્ઠ અને નીતિમાન છે, તેના હાથે આ કાર્ય થવાનું છે. પૂર્વ જન્મ-

માં મારો આ ભક્ત એક ગરીબ વૈશ્ય હતો. ધનવાન થવા માટે એની બહુ તમન્ના હતી. પણ કોઈ પણ પ્રયત્ને તે સફળ નહીં થયો ત્યારે ઘરબાર છોડીને જંગલમાં જઇ મારી તપસ્યા કરવા લાગ્યો. વર્ષો સુધી કઠન તપસ્યા કરી ત્યારે પ્રસન્ન થઇને મેં એને દર્શન દઈને વરદાન માગવા કહ્યું. એણે માગ્યું કે "હે માતાજી ! હું પુષ્કળ ધનવાન બનું." મેં "તથાસ્તુ" કહીને આશિર્વાદ આપ્યો કે "તું પોતાના ધર્મ ને નીતિના પ્રતાપે સંસારમાં અમર કીર્તિ પ્રાપ્ત કરીશ. અને અંતમાં ભગવાનના ધામને પ્રાપ્ત થઇશ ! તેજ મારો આ ભક્ત નંદ શેઠના નામથી ખંભાતમાં હયાત છે."

ભગવાન–"પ્રિય લક્ષ્મીજી ! તમે ઠીક સ્મરણ કરાવ્યું. મારો પણ એવોજ એક ભક્ત છે. તે હાલ મારા ધામમાં છે. ૨૦૦ વર્ષ પછી દક્ષિણ દેશના તામ્ર નામના ગામમાં બ્રાહ્મણ કુળમાં તે ઉત્પન્ન થશે. પૂર્વ જન્મમાં દ્રાવિડ દેશના સરસ નામના ગામમાં એ રહેતો હતો. એ બહુ વિદ્વાન પણ દરિદ્ર બ્રાહ્મણ હતો. એક સમયે બાળાજીની યાત્રા માટે ગયો. ત્યાં બીજા અનેક લોકો આવ્યા હતા. તેઓને હજારો રૂપિઆનું દાન ધર્મ કરતા જોઇને આ દરિદ્ર બ્રાહ્મણના મનમાં પોતાની દરિદ્રતા ઉપર બહુજ ખેદ થયો. એટલે એણે મારી પ્રાર્થના કરી કે 'હે ભગવાન ! જેવો હું વિદ્વાન છું તે પ્રમાણે જો મને ધન આપ્યું હોત તો હું પણ તમારી સેવામાં દાન ધર્મ કરીને કૃતાર્થ થાત. હે વેંકટેશ્વર પ્રભુ ! મારી ઉપર કૃપા કરો મને ધન આપો

જેથી હું મારી ઇચ્છાને પૂર્ણ કરૂં.” એમ કરતાં તે ૨૦ દિવસ સુધી બાળાજીમાં રહ્યો. નિત્ય મારી સામે એજ પ્રાર્થના કરતો અને રાત્રે મુકામ ઉપર આવીને પણ એજ રટન કરતો ખાવા પીવા:નું ભાન પણ તેને રહ્યું નહીં. બ્રાહ્મણ ભકતની આવી અખંડ ભકિત જોઇને ૨૧ મા દિવસે પ્રસન્ન થઇને મેં તેને દર્શન આપીને વરદાન માગવા કહ્યું. એણે માગ્યું કે:—

“હે વેંકટેશ્વર ભગવાન! મને ધન આપો જેથી દાન ધર્મ કરીને હું કૃતાર્થ થાઉં. વળી મારી બીજી માગણી છે કે જેમ તમારૂં આ વિશાળ મંદિર છે તેવુંજ વિશાળ મંદિર કોઇ પણ તીર્થસ્થળમાં બંધાવીને તેમાં હું તમારી સ્થાપના કરૂં જેથી મારી કીર્તિ અમર રહે.”

મેં કહ્યું–“તથાસ્તુ! આવતા જન્મમાં તારી આ અભિલાષા પૂર્ણ થશે,, એમ કહીને હું અંતર્ધ્યાન થઇ ગયો અને મારો ભકત શિવબ્રાહ્મણ ઘેર આવીને મારા સ્મરણમાં પોતાની આયુપૂર્ણ કરીને હાલ મારા ધામમાં વિરાજે છે.

ભગવાન ભકત શિવનું ચરિત્ર સાંભળીને લક્ષ્મીજી બહુ પ્રસન્ન થયાં, અને કહ્યું કે—

“હે સ્વામી! તમોએ તમારા ભકતને વરદાન આપ્યું છે. પણ ૨૦૦ વર્ષ પછી તે અવતરશે. માટે હાલ આ ઝુંપડીનું જીર્ણોદ્ધાર કરાવી લેવાની મને આજ્ઞા આપો જેથી મારા ભકતની કીર્તિ વધે.

ભગવાન–“ જેવી તમારી મરજી.”

# પ્રકરણ ૧૬ મું

"असारे खलु संसारे सारमेतच्चतुष्टयम् ।
तीर्थे वासः सतां संगो गंगाम्भप्रभु सेवनम् ॥"

આ અસાર સંસારમાં તીર્થનિવાસ સત્સંગ ગંગાજળ અને ભગવાનની ભકિત આ ચાર વસ્તુ સારરૂપ છે.

× × × ×



## લક્ષ્મીજીની પ્રેરણા

**લક્ષ્મીજીની** કૃપાથી નંદશેઠની પ્રસિદ્ધી ખંભાતના શ્રીમન્તોમાં સહુથી શ્રેષ્ઠ હતી. નંદશેઠ ભગવાનનો પરમ ભકત અને મહાન ધાર્મિક હતો. ધન જન કુટુંબ સર્વ પ્રકારે નંદશેઠ સુખી હતો.

એક દિવસે એકાએક નંદ સેઠની મરજી દ્વારિકાની યાત્રા માટે થઈ. એટલે બધી તૈયારી કરીને પોતાની વિદ્વાન મંડળી સાથે તે ઘેરથી નિકળી પડયો. રસ્તામાં મુકામ કરતાં ત્રીજે દિવસે સાબરમતિના કાંઠે આવીને મુકામ કર્યો. પ્રાતઃકાળે સાબરમતિમાં સ્નાનસંધ્યાદિ કરીને દેવદર્શનાદિકથી પરવારીને આજની રાત પુણ્યવતી સાબરમતિ ગંગાને કાંઠે

ગાળવાનો નિશ્ચય કરી. રાત થતાં બધા લોકો યથાસ્થાને સુઇ ગયા.

**અર્ધરાત પછીઃ—**

બધા લોકો જ્યારે ઘોરનિંદ્રાધીન થઈ ગયા.ત્યારે અર્ધરાત્રીએ લક્ષ્મીજીએ નંદશેઠને સ્વપ્નમાં દર્શન દઈને આજ્ઞા કરી કેઃ—

"હે નંદભક્ત ! જેના દર્શન માટે તું દ્વારિકા જાય છે તે દ્વારિકાધીશ ભગવાન હાલ ડાકોરમાં વિરાજે છે. માટે તું ડાકોરજા. અને ડાકોરમાં ભગવાન જ્યાં વિરાજી રહ્યા છે. તે ઝુંપડીનું મંદિરના આકારમાં જીર્ણોદ્ધાર કરાવીને તું તારી કીર્તિને અમર કર."

સ્વપ્નમાં લક્ષ્મીજીની આવી આજ્ઞા થતાં નંદસેઠની નિદ્રા ભંગ થઇ. સવાર થતાં નંદશેઠે સ્વપ્નની વાત પોતાની વિદ્વાનમંડળીને કહીને ડાકોર જવાનું નક્કી કર્યું. ત્યાંથી મુકામ કૂચ કરીને થોડીજ મુદતમાં બધા ડાકોર -આવી પહોંચ્યા અને ગોમતિજીમાં સ્નાન કરીને ભગવાન શ્રીરણછોડરાયજી ા દર્શન માટે ભકતની ઝુંપડીમાં ગયા. ઝુંપડી જોઈને નંદશેઠના મનમાં થયું કે ઝુંપડીની જગ્યાએ એક વિશાળ મંદિર થઈ જાયતો હજારોની સંખ્યામાં આવનાર યાત્રિકોને દર્શન કરવાની પડતી હાડમારી તે દૂર થઈ જાય. અને માતાજીની આજ્ઞાનું પણ પાલન થાય. એમ મનમાં નિશ્ચય કરીને પોતાના મુકામ ઉપર આવીને નંદશેઠે તરતજ

ઝુંપડીનું વિશાળ મંદિરના આકારમાં જીર્ણોદ્ધાર કરવા માટે કારભારીને આજ્ઞા કરી.

શેઠની આજ્ઞા થતાં થોડીજ મુદતમાં મંદિર તૈયાર થઇ ગયું. એટલે મંદિરમાં ભગવાનને પ્રતિષ્ઠિત કરવા માટે વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા. તેઓએ આવીને પ્રતિષ્ઠાનું કાર્ય આરંભ કર્યું મંદિરમાં ભગવાનને પધરાવવાનો સમય જ્યારે આવ્યો ત્યારે બ્રાહ્મણો ભગવાનની મૂર્તિને ઉઠાવવા ગયા પણ પૂર્ણ પ્રયત્ન કરવા છતાં મૂર્તિ ઉઠી નહીં. એટલે બધા નિરાશ થઈ ગયા. આવું જોઇને નંદશેઠ બહુ ચિંતામાં પડી ગયા.

## દિશા દર્શનઃ—

ચિંતામાં ને ચિંતામાં રાત્રે નંદશેઠને ઉંઘ આવી નહીં. અર્ધીરાત પછી સહેજ ઉંઘ આવી હશે કે લક્ષ્મીજીએ ફરી સ્વપ્નમાં દર્શન દઇને કહ્યું કેઃ—

" હે ભક્ત ! અધીર ન થા. ભક્ત બોડાણાએ પોતાના હાથે ભગવાનને પધરાવ્યા છે તેથી ભગવાનને ભક્ત-કુટુંબ બહુ વ્હાલું છે. માટે બોડાણા ભકતના વંશમાં દીપ-સિંહ નામનો માણસ છે. તેને તેડાવોને તેના હાથે મૂર્તિને મંદિરમાં પધરાવો."

એમ કહીને લક્ષ્મીજી સ્વપ્નથી અદ્રશ્ય થઇ ગયાં. એટલે સવાર થતાં નંદશેઠે દીપસિંહની શોધ કરવા માટે પોતાના માણસોને આજ્ઞા કરી. દીપસિંહનો પત્તો મળતાં સાથે તેને

ડાકોર લાવ્યા અને તેના હાથે ભગવાનનીમૂર્તિને વિધિપૂર્વક મંદિરમાં પ્રતિષ્ઠત કરવામાં આવી. અને ભગવાનના ભોગરાગ માટે યોગ્ય પ્રબંધ કરીને નંદસેઠ પોતાની મંડળી સાથે ખંભાત ગયા.

**૨૦૦ વર્ષ પછીઃ—**

નંદશેઠના મંદિરમાં ભગવાન શ્રીરણછોડજી મહારાજ આનંદથી રહેવા લાગ્યા. તેપછી, ૨૦૦ વર્ષ પછી દક્ષિણ દેશના "તાગ્ર,, નામના ગામમાં એક જાગીરદાર બ્રાહ્મણને ત્યાં "ગોપાળ નાયક" નામથી ભગવાન ભક્ત શિવનો જન્મ થયો. પૂર્વ જન્મના ઉત્તમ સંસ્કારના પ્રતાપે ગોપાળ નાયક નાનપણથીજ ધાર્મિક ને ભગવાનભકત થયો. ધાર્મિકતાને દા શીલતાના પ્રભાવે બહુ થોડા સમયમાંજ ગોપાળ નાયકની પ્રસિદ્ધી સર્વત્ર વ્યાપી ગઇ. એમ જ્યારે ઉત્તર અવસ્થા આવી ત્યારે તે દ્વારિકાની યાત્રા માટે નિકળ્યો. માર્ગમાં આવતાં નાનાંમોટાં ધર્મસ્થાનોનું દર્શન કરતાં કરાવતાં પાંચમી રાત્રે એક ગામમાં મુકામ કર્યો. તે રાત્રિએ બ્રાહ્મણનાં સ્વરૂપમાં ભગવાને ગોપાળ નાયકને સ્વપ્નમાં દર્શન દઇને કહ્યું કેઃ—

"હે ભકત ! જેમના દર્શન માટે તું દ્વારિકા જાય છે તે પ્રભુ ડાકોરમાં પધાર્યા છે. માટે તું ડાકોર જા." એમ કહી ભગવાન જ્યારે સ્વપ્નથી અદ્રશ્ય થઇ ગયા. ત્યારે ગોપાળ નાયકની નિંદ્રા ભંગ થઇ એટલે સવાર થતાં પોતાની સ્વપ્નની વાત પોતાની વિદ્વાન મંડળીને કરીને સર્વાનુમતે

ડાકોર જવાનું નક્કી કર્યું. થોડાજ સમયમાં તેઓ ડાકોર આવી પહોંચ્યા. ગોમતીજીમાં સ્નાન વિગેરે કરીને બધા ભગવાન શ્રીરણછોડરાયજીના દર્શન માટે મંદિરમાં ગયા. ભગવાનની મનોહર મૂર્તિનાં દર્શન કરીને ગોપાળ નાયકનું હૃદય પ્રેમથી ગદ ગદ થઇ ગયું. અને મનમાં સંકલ્પ કર્યો કે ભગવાન માટે અહીં એક વિશાળ મંદિર બંધાવીને તેમાં હું શ્રીરણછોડરાયજીને પધરાઉં તો મારી યાત્રા સફળ થાય અને મારૂં નામ પણ અમર રહે. એમ સંકલ્પ કરીને તે પોતાના મુકામ ઉપર આવ્યો ને પોતાના સંકલ્પની વાત પોતાની વિદ્વાન મંડળીને કરી. તથા મંદિર માટે જમીન શોધીને મંગળ મુહૂર્તથી મંદિર બંધાવવાનું કામ આરંભ કરાવ્યું. થોડાજ મહીનામાં મંદિર જ્યારે તૈયાર થઇ ગયું. ત્યારે કાશી આદિ દેશ દેશાન્તરોના પ્રતિષ્ઠિત વિદ્વાન બ્રાહ્મણોને તેડાવી વિધિસર મંદિરની શુદ્ધિ કરાવી. તેમાં જ્યારે શ્રીરણછોડજીની મૂર્તિને પધરાવવાનો સમય આવ્યો ત્યારે આ વખતે પણ મૂર્તિ ઉઠી નહીં. ત્યારે ભકત કુળમાં રામસિંહ નામના વ્યક્તિને તેડાવી તેના હસ્તે મૂર્તિને ઉઠાવીને મહાન આનંદ સમારોહ સાથે મંદિરમાં પધરાવ્યા તથા ભોગરાગાદિક માટે ગામ ખરીદ કરીને શ્રીરણછોડરાયજીના નામે સમર્પણ કર્યું. અને પોતે પણ ભગવાનના મંદિર પાસે મકાન બંધાવીને તેમાં રહેવા લાગ્યા. એમ અંત સુધી ડાકોરમાં ભગવાનના શરણે રહીને પોતાની આયુ પુરી કરીને ગોપાળ નાયક ભગવાનના ધામને પ્રાપ્ત થયા.

ભગવાન જ્યારે પોતાના ભક્તના મંદિરમાં આવ્યા ત્યારે નંદશેઠના મંદિરની પ્રતિષ્ઠા દિવસે દિવસે ઓછી થવા લાગી. એટલે ભગવાને લક્ષ્મીજીને કહ્યું:—

"હે દેવિ ! મારા અહીં આવવાથી તમારા ભક્તે બંધાવેલું મંદિર સુનું થઇ ગયું છે. માટે મારી મરજી છે કે તમો તે મંદિરમાં નિવાસ કરો. જેથી તેની પ્રતિષ્ઠા કાયમ રહે, હું તમને વચન આપુ છું કે દર શુક્રવારે દર એકાદશિએ તથા જ્યારે જ્યારે હું આ મંદિરથી બહાર આવીશ ત્યારે ત્યારે બાળ સ્વરૂપથી હું તમને મળવા ત્યાં આવિશ.,, ભગવાનની આવી આજ્ઞા સાંભળીને લક્ષ્મીજીએ કહ્યું:—

"જેવી પ્રભુની આજ્ઞા"



# પ્રકરણ ૧૭ મું

"रेचित्त! चिन्तय चिर चरणौ मुरारे।
पारं गमिष्यसि यतो भव सागरस्य॥"

હે ચિત્ત! તું સદાકાળ શ્રીકૃષ્ણચંદ્રજીના ચરણોનું ચિંતવન કર જેથી તું સહેજમાં ભવસાગરથી પાર થઈશ.

× × × ×

## ભગવદ્‌ભક્તિ



સુનિશ્ચિત છે કે ભવરૂપી મહાસમુદ્રથી પાર થવા માટે ભગવાનની ભક્તિ સિવાય બીજો માર્ગ નથી યથાઃ—

"न ततोन्यः शिवः पन्था, विशितः संसृताविह।
वासुदेवे भगवति, भक्ति योगो यतो भवेत्॥"

"ઘોર સંસૃતિમાં પડેલા જીવોને ભગવાન વાસુદેવની ભક્તિ સિવાય ઉદ્ધારનો બીજો માર્ગ નથી." ભગવાનનો ઉપદેશ છે કેઃ-

"मद्दभक्ति दुर्लभालोके याता चेन्मुक्तिदायका"

"હે મનુષ્યો! મારી ભક્તિ આ લોકમાં દુર્લભ છે. અગર કોઇને ભક્તિ પ્રાપ્ત થાય છે, તો તે મુક્તિ આપનારી છે." ભક્તિનો મહિમા વર્ણન કરતાં ભગવાન શ્રીકૃષ્ણજી ઉદ્ધવને કહે છે કેઃ—

"न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव !
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥"

અર્થાત "હે ઉધ્ધવ ? અષ્ટાંગયોગ સાંખ્ય શાસ્ત્રનું અધ્યયન ધર્મ સ્વાધ્યાય અને ત્યાગ તપસ્યાદિકથી મને વશમાં કરવો એટલુ સહેલું નથી જેટલું કે હું ભક્તિથી વશ થાઉં છુ" માટે:—

"तस्मात सैव ग्राह्या मुमुक्षुभिः"

મોક્ષની ઇચ્છા રાખનારાઓને ભગવાનની ભક્તિ ગ્રહણ કરવી જોઈએ. ભગવાનની ભક્તિ કરનાર ચોરાસીલક્ષ યોનિઓના મહાન સંકટથી મુક્ત થઈને ભગવાનના ધામને પ્રાપ્ત થાય છે. ભગવાન રૂપ, ગુણ, ધન અથવા કુળની શ્રેષ્ઠતાથી પ્રસન્ન થતા નથી, કેવળ ભક્તિથીજ પ્રસન્ન થાય યથા પ્રમાણ :—

"भक्त्यैव तुष्टमभ्येति विष्णुर्नान्येनकेनचित् ।"

વિષ્ણું ભગવાન કેવળ ભક્તિથી પ્રસન્ન થાય છે બીજા ઉપાયોથી નહી. ભગવાનની પોતાની વાણી છે કે:—

'भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः"

મનુષ્ય ભક્તિથીજ મને અને મારા વાસ્તવિક સ્વરૂપને જાણી શકે છે. બીજા ઉપાયોથી નહી. મહામુનિ યોગીશ્વરોનું કથન છે કે :—

"वैकुंठपदसम्प्राप्तिर्भक्त्या केवलया हरौ ।"

"એક માત્ર ભગવાનની ભક્તિથીજ વૈકુંઠપદની પ્રાપ્તિ થાય છે." આ સંસારમા જન્મ લઈને જે મનુષ્ય

ભગવાનની પ્રાપ્તિ માટે ભકિતરૂપી સાધનથી વિમુખ છે, તે તે ભલે ધનવાન હો, વિદ્વાન હો અથવા મહાન કીર્તીવાળો હોય પણ તે અસુર (રાક્ષસ) છે, આત્મઘાતી છે.

" नृदेहमाद्यं सुलभं सुदुर्लभंप्लवंसुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूल्येन नभस्वतेरितं पूमान्भवाब्धिं न तरेत्सआत्महा ॥"

" મનુષ્ય—આ અતિદુર્લભ નર દેહરૂપી નૌકા, ગુરૂ રૂપી કુશળકર્ણધાર અને મારીકૃપારૂપી અનુકુળ વાયુ પ્રાપ્ત કરીને અગર સંસાર સાગરથી પાર ન થયો, તો તે આત્મઘાતી છે. એવા આત્મઘાતી લોક મરીને "અસુર" લોકમાં જાય છે. યથા પ્રમાણઃ—

असुर्य्या नाम ते लोका अन्धेन तमसा व्रताः ।
तांस्ते प्रेत्यापि गच्छन्ति ये के चात्महनो जनाः॥

"એવા આત્મઘાતી લોક મરણ પામીને અસુર લોકમાં જાય છે, જે બીલકુલ અંધકારમય છે ' માટે ભગવાન કહે છે કેઃ—

' लब्धातु मानुषं देहं पंचभूत समन्वितम् ।
मयि भक्तिं न कुर्वन्ति ततो दुःख तरंनुकिम् ?॥

" હે મનુષ્ય ! પંચતત્ત્વના અમૂલ્ય દેહને પ્રાપ્ત કરીને જે મારી ભકિત નથી કરતો. તેના માટે એથી વધુ દુઃખની વાત શી છે ?,, અર્થાત મહા દુઃખની વાત છે. પ્રાણી માત્રને ભગવાનની ભકિતજ એક એવું સુલભ સાધન છે કે મનુષ્ય ફાવે તે જાતિનો કે ધર્મનો હોય, પાપી મહાપાપી, અપરાધી ભલેહો પણ એકવાર શુદ્ધ હૃદયથી

"दासोऽहं वासुदेवस्य" હું ભગવાનનો દાસ છું આવું કહીને ભગવાનના શરણમાં આવી જાય તો ભગવાન તેને પોતાનો કરી લે છે. પોતાના પ્રિય ભક્તોમાં તેને સ્થાન આપે છે. અને તે ભગવાનના ધામનો અધિકારી બને છે. માટે ભગવદ્ ભક્તિ જેવું સુલભ સાધનનો ત્યાગ કરીને જે લોકો બીજા ઉપાયોથી સુખી થવા ઈચ્છે છે. અથવા મુક્તિની આશા રાખે છે તેઓ હીણભાગી છે. આત્મવંચક છે મૂર્ખ છે. આવા ભગવાનના દ્રોહીઓથી સર્વદા દૂર રહેવું જોઈએ.

**તીર્થમાં કર્તવ્યા કર્તવ્ય:—**

જ્યાં ભગવાન નિવાસ કરે છે તે ભગવદ્ ધામ છે. ભક્ત બોડાણાની ભક્તિને વશ થઈને સાક્ષાત ભગવાન શ્રીદ્વારિકાધીશ ડાકોર પધાર્યા છે. એટલે ડાકોર ભગવદ્ધામ તીર્થ ભૂમિ છે. આ તીર્થક્ષેત્રમાં આવીને મનુષ્યને મન વાણી તથા કર્મથી પૂર્ણ સાત્ત્વિક રહેવું જોઈએ. પાપવૃત્તિ અને મનની ચંચળતાને સર્વથા ત્યાગવી જોઈએ ક્રોધ, હિંસા, નિંદા, દંભ કપટ, ચોરી અહંકાર, લોભ તથા ખોટા વિચારોથી નિરંતર દૂર રહેવું જોઈએ. કારણ કે:—

"अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति।
तीर्थक्षेत्रे कृतं पापं वज्र लेपो भविष्यति॥"

અન્ય સ્થાનોમાં કરેલા પાપો તીર્થ સ્થાનમાં નષ્ટ થાય છે. પણ તીર્થક્ષેત્રમાં કરેલા પાપો વજ્રલેપ થઈને રહે છે. અર્થાત તીર્થમાં કરેલા પાપો જન્મો જન્મસુધી ભોગવવા છતાં તેનો અંત આવતો નથી. માટે તીર્થમાં રહીને પાપ

કરવું નહીં. તીર્થનું માહાત્મ્ય છે કે સંસારના દરેક પ્રકારના દુખી જીવો તીર્થ સેવનથી દુઃખના મહાસાગરથી સહેજમાં પાર થઇ જાય છે. અથર્વ વેદનું પ્રમાણ છે કેઃ—

"तीर्थै स्तरन्ति प्रवतो महीरिति"

"તીર્થોથી મહાન પાપો નાશ થાય છે,. તીર્થસ્થાન દયા, દાન અને ધર્મનુ સ્થાન છે અહીં સુપાત્રને કરેલું દાન બીજા સ્થળોના દાનથી કોટિઘણુ અધિક ફળદાતા છે. તીર્થમાં રહીને કઠોર અને અસત્ય બોલવું નહીં હરેક પ્રાણી ઉપર દયા રાખવી. સાધુ, ગૌ, બ્રાહ્મણોને સર્વકાળ શ્રેષ્ઠ ભાવથી જોવા જોઇએ.

તીર્થમાં રહીને નિત્ય ભગવાનની કથા વાર્તા સાંભળવી જોઇએ. "तीर्थ भूताय साधवः" સાધુસન્ત પુરૂષોને તીર્થરૂપ સમજીને તેઓની પાસે હંમેશ સત્સંગ કરવો જોઇએ. પ્રમાણ છે કેઃ—

"सकल मलापहरो हि साधुसङ्गः ।"

સાધુપુરૂષોનો સમાગમ તમામ વિકારોને નષ્ટ કરે છે.

"ब्राह्मण जातीय मात्रस्यापि पूर्व नमस्करणं ।"

બ્રાહ્મણ અગર જાતીનોજ બ્રાહ્મણ છે, તેમાં પોતાના વર્ણ કર્માનુસાર ગુણો નથી, તોપણ ઇતર વર્ણોની અપેક્ષા તે પ્રથમ વંદનીય છે મૈત્રેયોપનિષદમાં કહેલું છે કેઃ—

"नमो वयं ब्रह्मबीजाय कुर्म्महे ।"

"અમો બ્રહ્મવીર્યને નમસ્કાર કરીએ છીએ." ન કે તેના ગુણકર્મને. અસ્તુ.

**દર્શન માહાત્મ્યઃ—**

ડાકોરાધીશ શ્રીરણછોડરાયજીના મંગલા, શ્રૃંગાર, રાજભોગ, ઉથાપન અને શયનઆરતિના નિત્ય દર્શન કરવાથી મનુષ્યનાં બધા શુભ મનોરથો પૂર્ણ થાય છે. પ્રતિ પૂર્ણિમા એકાદશી, જન્માષ્ટમી, રથયાત્રા, દીવાળી, દશેરા વિગેરે સમૈયા ઉપર ભગવાન શ્રીરણછોડરાયજીનાં દર્શન કરવાથી મનુષ્યનાં સર્વ પાપ નષ્ટ થઇ તે ભગવદ્ શરણાધિકારી બને છે. ચૈત્ર, આસો, કારતક શ્રાવણની પૂર્ણિમાને અધિક માસમાં શ્રીરણછોડરાયજીના દર્શન કરવાથી આલોકમાં ધન, ધાન્ય સુખ સંપતિવાન થઇ તેની બધી કામનાઓ પૂર્ણ થાય છે. તે અન્તમાં ભગવાનના ધામનો અધિકારી બને છે

**ગોમતિ માહાત્મ્યઃ—**

ગોમતિજી ભગવાનને અત્યંત પ્રિય છે. આમાં વિધિપૂર્વક શ્રદ્ધાથી સ્નાન કરવાથી મનુષ્યના માનસિક કાયિક વાચિક બધા પાપો નાશ થાય છે એકાદશી વ્યતિપાત સંક્રાંતિ તથા બીજા વર્ષના દિવસોમાં ભકિત ભાવપૂર્વક ગોમતિતીર્થમાં સ્નાન કરી દાનધર્મ કરવાથી મનુષ્ય અક્ષય પુણ્યનો ભાગી બને છે અને તેનું બધું કુળ પવિત્ર થાય છે.

ડાકોરમાં જે મનુષ્ય ભાગવત, રામાયણ, ગીતાનું પારાયણ કરે તથા કરાવે છે અથવા વિષ્ણુસહસ્રનામનો પાઠ કરે કરાવે તેની બધી કામનાઓ પૂર્ણ થાય છે.

## સમાપ્ત

# સસ્તાં ધાર્મિક પુસ્તકો



| | |
|---|---|
| શ્રીમદ્ ભાગવત ગુજરાતી ભાષાંતર<br>બારસ્કંધ સંપૂર્ણ સચિત્ર | કિં ૨–૮–૦ |
| તુલસીકૃત રામાયણ ગુજરાતી ભાષાંતર<br>આઠકાંડ સંપૂર્ણ સચિત્ર | ૨–૮–૦ |
| શ્રીવલ્લભકૃત મહાભારતનીકથા<br>કર્તા વ્યાસજી વલ્લભરામ સુરજરામ | ૪–૦–૦ |
| ગીરધરકૃત રામાયણ (મોટા અક્ષર) | ૧–૮–૦ |
| વિશ્વકર્મોનીકથા (કર્તા વ્યાસ વલ્લભરામ સુરજરામ) | ૧–૧૨–૦ |
| ડાકોર મહાત્મ્ય હિંદી | ૦–૫–૦ |
| ડાકોર મહાત્મ્ય પદ્યમાં (કર્તા રેવાશંકર જયશંકર) | ૦–૧૨–૦ |
| ડાકોર મહાત્મ્ય સંસ્કૃત શ્લોક અને<br>ગુજરાતી ટીકા સહિત પાંનાં | ૦–૧૨–૦ |
| ડાકોર મહાત્મ્ય હિંદી ટીકા પાનાં | ૦–૧૨–૦ |

